શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુષ્પ ૬૦

# સર્વજ્ઞકથિત-સિદ્ધાન્તસાર

લેખક

રતિલાલ ફૂલચંદ મહેતા

વીર સં. ૨૪૭૩ ધર્મ સં. ૨૫ વિ. સં. ૨૦૦૩

મૂલ્ય ૨-૦-૦

# બે બોલ

સંવત્ ૧૯૭૫ માં જગત્પૂજ્ય શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય પૂજ્યપાદ શ્રીવિજયધર્મસૂરિજી મહારાજનું ચાતુર્માસ મુંબઈમાં, શ્રી ગોડીજીના ઉપાશ્રયે થયું હતું, ત્યારે તેઓશ્રીના સાંનિધ્યમાં ધર્મ કાર્ય કરવા મન વિશેષરૂપે ઉલ્લસિત બન્યું. સંવત્ ૧૯૭૬ માં મૌન એકાદશીના પવિત્ર દિવસે પૌષધમાં 'ગુરુ' તરીકેનો તેમનો વાસક્ષેપ પામવાથી, ધર્મકાર્યો કરવાની ભાવના બલવત્તર બનતી ગઈ અને ધર્મકાર્યોમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઈ. બાલ્યાવસ્થામાં જ પાલીતાણાની જૈન પાઠશાળામાં પંચ પ્રતિક્રમણ, નવસ્મરણ અને જીવવિચારનો અભ્યાસ કરેલો. મુંબઈમાં આવ્યા પછી નવતત્ત્વ અને દંડક પ્રકરણનો પણ અભ્યાસ કર્યો. એ બધાનું પુનરાવર્તન ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજના સહવાસમાં થયું. જીવવિચાર વિગેરે પ્રકરણો બહુ વિસ્તારમાં હોવાથી તેના સારરૂપે સંક્ષેપમાં તે પ્રકરણો ૧૯૯૬ માં મેં લખ્યા અને છપાવવાનો નિશ્ચય કર્યો, પરન્તુ તે દરમિયાન જર્મન-બ્રીટીશ યુદ્ધ ફાટી નિકળવાથી છપાઈ અને કાગળના ભાવો બેહદ વધી ગયા, તેથી છપાવવાનો વિચાર માંડી વાળવો પડ્યો. બાદ સંવત્ ૧૯૯૯ માં પાલીતાણામાં પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ પાસે ઉપધાન તપ કરી પોષ સુદિ પૂનમના માળ પહેરી અને ધાર્મિક દૃષ્ટિએ 'શ્રાવક' તરીકેનો જન્મ પ્રાપ્ત કર્યો અને તે જ વખતે શ્રીશત્રુંજય મહાતીર્થની નવાણું યાત્રા કરી, મનુષ્ય જન્મનો લ્હાવો

લીધો. આગમ-મંદિરની પ્રતિષ્ઠા પણ તે જ અરસામાં થવાથી, તે ભવ્ય પ્રતિષ્ઠા મહોત્સવ જોઈ મહાન્ આનંદ અનુભવ્યો. આમ જીવન ધર્મકાર્યોથી ધન્ય બનતું ચાલ્યું. સંવત્ ૧૯૯૯ માં મુંબઇમાં **શ્રી ગોડીજીના** ઉપાશ્રયે, પૂજ્યપાદ **લલિતસાગરજી મહારાજ** તથા **ત્રૈલોક્યસાગરજી મહારાજનુ** ચાતુર્માસ થવાથી, રાત્રિના પ્રતિક્રમણ કર્યા બાદ, પૂજ્ય ત્રૈલોક્યસાગરજી મહારાજ પાસે **ચાર કર્મગ્રંથોનો** અભ્યાસ મૂળ ગાથા વિના વિવરણથી કર્યો અને તે ચાર કર્મગ્રંથોનુ વિવરણ પણ લખી નાખ્યું. આત્મ-આરાધના માટે બાર વ્રતો લીધા, તે પણ લખી નાખ્યા. ઘણા ભાઇઓને બાર વ્રતો લેતાં વિચાર થઇ પડે છે કે તે કેમ લેવાશે ? પરન્તુ જૈનધર્મનાં વ્રતો જેટલા પ્રમાણમાં લેવા હોય, તેટલા પ્રમાણમાં લઈ શકાય છે. તે આપણે ધારીએ છીએ તેટલા મુસ્કેલ નથી હોતા. તે સાથેના વિવરણોથી જણાશે, તો દરેક ભાઈ, તે વાંચી તેના ઉપર મનન કરી વ્રતો લેવા ઉજમાળ બનશે તો હું મારો પરિશ્રમ સાર્થક લેખીશ. મે મારી નાની ઉમરમાં સુરનગર જેવા નાના ગામડામાં રહી, મારી અલ્પમતિ અનુસારે ભગવાનનાં સ્તવનો બનાવેલા, તે પણ આ સાથે આપ્યાં છે.

ભાઈ કાન્તિલાલ મોહનલાલની પ્રેરણાથી સંવત ૨૦૦૧ ફાગણ પહેલાં આ પુસ્તક ગમે ત્યાં મોકલી છપાવવાની વ્યવસ્થા કરવી, એવું નક્કી થયું. અતઃ શાસનદીપક **પૂજ્યપાદ મહારાજશ્રી વિદ્યાવિજયજીને** આ બાબત પૂછાવ્યું. તેઓશ્રીનો જવાબ આવ્યો કે મોકલી આપો, છપાવવાની ગોઠવણ કરીશું. મે મારું બધું લખાણ તેઓશ્રીની પાસે મોકલી આપ્યું. અને જેમ બને તેમ જલ્દી છપાય તેની તાકીદ કરેલી, પરન્તુ કન્ટ્રોલના લીધે, કાગળો મેળવવામાં મુસ્કેલી હોવાથી કોઇ પ્રેસે કામ હાથમાં ન લીધું. પરિણામે, વિલંબ થતો ગયો, પરન્તુ જે થાય છે તે સારાને માટે, એ નિયમાનુસાર સંવત ૨૦૦૨ ના વૈશાખ માસમાં શત્રુંજયની યાત્રા કરી, ' શત્રું-

જય-ભાવયાત્રા ' એ પ્રકરણ પણ પુસ્તકમા ઉમેર્યું, જેની સહાયતા મે વિશેષ રૂપે 'સિદ્ધાચલનુ વર્તમાન વર્ણન' જેના પ્રકાશક શા. અમરચદ બ્હેચરદાસ છે, તેમાથી લીધી છે પૂજ્ય યશોવિજયજી ઉપાધ્યાય મહારાજે બનાવેલ, 'સમ્યકત્વની સજ્ઝાય' ઉપરથી 'સમ્યક્ત્વ નુ પ્રકરણ લખ્યુ છે અને 'ષડશીતિ ગ્રથ નો ટબો, કે જે પડિત જીવવિજયજીએ બનાવેલ છે, તેના આધારે કર્મગ્રથનુ સ્વરૂપ લખવામા આવ્યુ છે જેનો જેનો મે આધાર લીધો, તેના લેખકોનો આભાર માનુ છુ

અતમા મારી અલ્પમતિ અનુસારે પ્રકરણો વિગેરે ગ્રથોમાથી ઉતારા કરીને, મે આ પુસ્તક રૂપે લખ્યુ છે તેમા જે કઈ ભૂલ રહી ગઈ હોય, તે બદલ હુ ત્રિવિધે ક્ષમા માગુ છુ

છપાવવાનુ કાર્ય, તથા પ્રુફ સશોધન અને પુસ્તકને બરાબર તપાસી, તેને સુદર આકારમા ગોઠવવાના કાર્ય માટે પૂજ્યપાદ શાસનદીપક મુનિ મહારાજશ્રી વિદ્યાવિજયજીનો ઉપકાર ભૂલી શકાય તેમ નથી તેઓશ્રીની તબીયત નાદુરસ્ત હોવા છતા, મારા કાર્યમા જે મદદ કરી છે તે બદલ તેમનો ઋણી છુ અને તેઓશ્રીએ ઉપોદ્‌ઘાત લખી મારા કાર્યને અત્યન્ત શોભનીય બનાવ્યુ, તે બદલ ફરીથી તેઓશ્રીનો આભાર માનુ છુ

તા ૧-૭-૪૭ મુબઈ

રતિલાલ ફુલચદ મ્હેતા

માતુશ્રી ડાહીબા | પિતાશ્રી ફુલચંદ કલ્યાણજી



દેહોત્સર્ગ સંવત ૧૯૭૬ ફાગણ વદ ૯ | દેહોત્સર્ગ સંવત ૧૯૮૨ ફાગણ શુદ ૯

# અ ર્પ ણ

પુત્રવત્સલ, તીર્થસ્વરૂપ

પૂજ્ય પિતાશ્રી તથા માતુશ્રી,

આપે, આપની શીતળ છાયામા રાખી મારૂ જીવન ઘડયું, ઉછેર્યો, મોટો કર્યો, ભણાવ્યો, ગણાવ્યો, જીવનના નીર પાઇ, ધાર્મિક સસ્કારો જીવનમા રેડ્યા આ બધા ઉપકારોનો બદલો મારા જેવો અશક્ત પામર શી રીતે વાળી શકે? છતા મારા ધાર્મિક સસ્કારો અને ધાર્મિક અભ્યાસના પરિણામસ્વરૂપ યોજેલુ આ પુસ્તક, આપનેજ અર્પણ કરી, કઇક સતોષ અનુભવું છુ

આપનો

રતિલાલ

# ગ્રંથ અને ગ્રંથકાર.

ભાઈ રતિલાલ ફૂલચંદ મહેતા, સ્વ ગુરુદેવ, નવયુગપ્રવર્તક શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના અનન્ય ભક્તોમાના એક છે બાલ્યાવસ્થાથી ધર્મની રુચિ પ્રાપ્ત થવી, દેવ, ગુરુ અને ધર્મ ઉપર અનન્ય શ્રદ્ધા પ્રકટવી એ પૂર્વજન્મમા કરેલી આરાધના–મહાન્ પુણ્યના ઉદય સિવાય ન બની શકે આજના ભયંકર જડવાદના જમાનામા જ્યારે કે, દેવ, ગુરુ, ધર્મ આદિની બાંગો પોકારનારા લાખો મનુષ્યોમાં પણ, પ્રાય શુષ્કનાસ્તિકતા જોવામા આવે છે, તેવા સમયમા ભાઈ રતિલાલ મહેતા જેવા નિખાલસ હૃદયના રૂવાડે રૂવાડે દેવ, ગુરુ અને ધર્મની ભાવના વ્યાપ્ત થએલી હોય, એવા સાચા ' ધર્મરત્નો ' એ અપવાદરૂપે જ લેખી શકાય, અને એ જ આનુ મહત્ત્વ છે ધર્મની, ત્યાગની, પ્રેમની, નીતિની, પ્રામાણિકતાની, વફાદારીની, સેવાની વાતો કરનારા આજે અનેક છે, લાખો છે, બકે એમ કહીએ કે સૌ છે પરન્તુ એ વાતોને આચરણમા મૂકનારા કેટલા છે? એની જો આપણે તપાસ કરીએ, તો કોઈ વીરલા જ દેખાશે. આવા વીરલાઓમાના એક ભાઈ રતિલાલ છે, એમ મારા ઘણા વર્ષોના અનુભવથી કહી શકુ છુ

ધાર્મિક દૃષ્ટિએ, જેમ તેઓ પ્રશંસનીય–આદર્શ જીવન ગાળી રહ્યા છે, તેવી રીતે વ્યાવહારિક દૃષ્ટિએ પણ તેઓ ઉચ્ચ કોટીના પ્રામાણિક, વ્યવહારકુશળ અને માલીકના વફાદાર સેવક છે એનુ જ

એ કારણ છે કે તેઓ આજે લગભગ ચાલીસ વર્ષથી એક જ શેઠની પેઢી ઉપર પોતાની સેવા આપી રહ્યા છે. એઓના શેઠ છે રેશમના સુપ્રસિદ્ધ ધનપતિ શેઠ નગીનદાસ ફૂલચંદ ચીનાઇ—ચીનાઇ બ્રધર્સવાળા. શેઠ મુનિમનું આવું જોડું ક્વચિત જ જોઈ શકાય. વ્યાપારી ઉપાધિનો અત્યન્ત બોજો ભાઈ રતિલાલના માથે હોવા છતાં, બાર વ્રતધારી શુદ્ધ શ્રાવકપણાની તમામ ક્રિયાઓ, જેવી કે નિયમિત પ્રતિદિન પ્રતિક્રમણ, તિથિઓના પૌષધ, યથાશક્તિ સમય સમય ઉપર તપસ્યા, સ્વાધ્યાય વિગેરેમાં જરાપણ ખામી આવવા દેતા નથી. આત્મકલ્યાણની આ સાધના ઉપરાન્ત, શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળ, શ્રી સ્વયંસેવક મંડળ તેમજ બીજી સંસ્થાઓના સેક્રેટરી, પ્રમુખ, ખજાનચી જેવા જવાબદાર હોદ્દાઓ ભોગવીને સમાજસેવાનાં કાર્યોમાં યથાયોગ્ય ભોગ અવશ્ય આપે છે. એટલું જ નહિ, પરન્તુ મુંબઇના **શ્રી ગોડીજી મંદિરના** ટ્રસ્ટી તરીકે, મુંબઇના સંઘે કરેલી એમની પસંદગી, એ એમની વાસ્તવિક ધાર્મિકતા, પ્રામાણિકતા, લોકપ્રેમ અને સેવાભાવ વિગેરેનું જ્વલંત પ્રમાણ છે.

'જૈનધર્મ' માં 'જ્ઞાન–ક્રિયાભ્યાં મોક્ષઃ' જ્ઞાન અને ક્રિયા એ બન્નેની સંયુક્તતામાં મોક્ષ માનેલ છે. ન એકલું જ્ઞાન કે ન એકલી ક્રિયા. ભાઇ રતિલાલ, આ બન્ને ગુણોની સમાનભાવે આરાધના કરી રહ્યા છે. એ સોનામાં સુગંધ સમાન છે. એમની ક્રિયારુચિ તો પ્રસિદ્ધ છે, પરંતુ તેઓ જ્ઞાન પ્રત્યે પણ કેટલી અભિરુચિ રાખે છે, એનું **પ્રમાણ આ પુસ્તક** છે.

જૈન ધર્મના સિદ્ધાન્તોનું અપાર જ્ઞાન આગમોમાં ભર્યું છે. આ જ્ઞાન ચાર વિભાગમાં વિભક્ત છેઃ ૧ **દ્રવ્યાનુયોગ, ૨ ગણિતાનુયોગ, ૩ ચરણ–કરણાનુયોગ** અને **૪ કથાનુયોગ.** આમાં દ્રવ્યાનુયોગનો વિષય સાધારણ પણ જાણ્યા વિના જૈન ધર્મના વાસ્તવિક સિદ્ધાન્તોનું જ્ઞાન માણસ જરા પણ ન મેળવી શકે. તીર્થંકર ભગવન્તોએ કેવળજ્ઞાનદ્વારા પ્રત્યક્ષ જોઇ, અનુભવી પ્રકાશિત કરેલા

સિદ્ધાન્તો 'આગમ' તરીકે ગુંથિત થયા પૂર્વધરોએ જગકલ્યાણ માટે સંગ્રહિત કર્યા મહાન્ ધુરંધર આચાર્યમહારાજાઓએ એ જ વાતો યા એના સંગ્રહની ગ્રંથો રૂપે યોજના કરી આમ મૂળ સિદ્ધાન્તોને કાયમ રાખી, જ્ઞાનીઓ અને બહુશ્રુતોએ લોકકલ્યાણાર્થ, તે સિદ્ધાન્તોનો પ્રચાર કર્યો પરોક્ષ એવી અનેક વસ્તુઓના વિચારમા, બહુશ્રુતોમા પણ પોતપોતાના ક્ષયોપશમાનુસાર મત ભિન્નતા–વિચારભિન્નતાઓ આવી, પરન્તુ પોતાના ક્ષયોપશમનો ઉપયોગ થઇ શકે તેટલો કરવા છતા પણ, મતૈકય ન થયુ, તો એક બીજાના વિચારો પ્રકટ કરી, 'તત્ત્વ તુ કેવલીગમ્ય' કહીને એ વસ્તુને મૂકી દીધી પોતાનો દુરાગ્રહ–અભિનિવેશ ચાલુ રાખી, એક બીજાને ન તો જૂઠા કહેવાનો પ્રયત્ન કર્યો, અને ન આજકાનના 'સંતો'ની માફક જૈન સૂત્રોને–જૈન સિદ્ધાન્તોને 'અસગત' બતાવવાની નિષ્ઠુરતા વાપરી તે મહાજ્ઞાની, બહુશ્રુતી, નિસ્વાર્થ, લોકકલ્યાણ માટે જ જ્ઞાનપ્રવૃત્તિ કરનાર, તીર્થંકર ભગવતોના વચનો ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી ચાલનાર, જ્ઞાનના સાગર હોવા છતા, મહાગભીર, એવા મહાપુરુષોના વચનો ઉપર આપણા જેવા, આજનુ ખાધેનુ મ્હાજે કે મ્હવારે ભૂલી જવા જેટલી સ્મરણશક્તિ રાખનાર, રાગ દ્વેષથી ભરપૂર, મતાગ્રહી, દુરાગ્રહી, જરા 'ધધર–ઉધરની વાતો વાચી, બે ચાર વાતોને યાદ રાખી, એના ઉપરથી પોતાના મિત્રોદ્વારા "જૈન ધર્મના મહાન જ્ઞાતા' તરીકેની મહોર છાપ લગડાવી, 'મહાજ્ઞાની' તરીકે પોતાને સસારમા ખપાવવા રાત દિવસ પ્રયત્ન કરનાર અને 'યેન કેન પ્રકારેણ,' "સસ્તી કીર્તિ 'નો સોદો કરનાર જૈન ધર્મના સિદ્ધાન્તોમા ખામી બતાવવા બહાર પડે, એ॥ જેવી અક્ષમ્ય અજ્ઞાનના બીજી કઈ હોઇ શકે ? જરા શાન્તિ અને ધીરજપૂર્વક અત્યારની વૈજ્ઞાનિક શોધોની ઉત્પત્તિનો ઇતિહાસ બારીકાઇથી તપાસવામા આવે તો, ગમે તેવા દુરાગ્રહીને પણ એ કબૂલ કર્યા વિના છૂટકો ન જ થાય કે આજની વૈજ્ઞાનિક શોધ

ખોળોનું મૂળ જૈન સિદ્ધાન્તો છે. પુદ્ગલ અને પરમાણુવાદ એ આજની શોધખોળોનું મૂળસ્થાન છે. અને એ પુદ્ગલ પરમાણુવાદ જેટલો જૈન સિદ્ધાન્તોમાં સ્પષ્ટતયા પ્રકાશિત થયો છે, એટલો બીજા કોઈ પણ દર્શન ગ્રંથોમાં સ્પષ્ટ નથી, એ વાત આજનો કોઈ પણ દર્શનકાર, કે જેણે સમસ્ત દર્શનોનો તુલનાત્મક દ્રષ્ટિએ અભ્યાસ કર્યો હશે, તે સ્વીકાર્યા વિના નહી રહે. ઘણાં વર્ષો ઉપર ઈન્ડિયા ઓફીસ લાયબ્રેરીના ચીફ લાયબ્રેરીયન, યુરોપ અને ભારતીય દર્શનોના મહાન્ અભ્યાસી ડૉ. એફ. ડબલ્યુ થોમસે, મુબઈની એક જાહેર સભામાં આપેલું "જૈન સિદ્ધાંતોનો પરમાણુવાદ" વિષયનું વ્યાખ્યાન, ઉપરની વાતનું પ્રમાણ છે.

જે વખતે કોઈપણ જાતની. અત્યારના વિજ્ઞાન જેવી શોધો નહોતી, યન્ત્રો નહોતાં, સાધનો નહોતાં, તે વખતે માત્ર પોતાના અતીન્દ્રિય જ્ઞાનથી, સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને વિશાળમાં વિશાળ.— સંક્ષેપમાં કહીએ તો. લોકાલોકની પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રત્યેક વસ્તુ ઉપર પ્રકાશ નાખનાર એ જ્ઞાની મહારાજોની એક પણ બાબતમાં આપણા જેવાઓનો સાધારણ પણ ચંચુ-પ્રવેશ ન થઈ શકે, એ સ્વાભાવિક છે. અને એ વસ્તુઓને સમજવાની પણ શક્તિ નહિ રાખનાર, આપણા જેવા અજ્ઞાનીઓ એને 'હંબક' કહે, 'એમાં કંઈ નથી' કહે અથવા એને 'અસંગત' કહે, તો તે પોતાની અજ્ઞાનતાના પ્રદર્શન સિવાય બીજું શું કહી શકાય ?

સર્વજ્ઞ પ્રકાશિત તે સિદ્ધાન્તોનું સક્ષેપમાં સંક્ષેપ સ્વરૂપ એ જૈન ધર્મમાં પ્રચલિત "પ્રકરણો" છે. જીવવિચાર, નવતત્ત્વ, દંડક, સંગ્રહણી અને કર્મગ્રન્થ—આ પ્રકરણો અત્યારે જૈન ધર્મમાં પ્રચલિત છે. પ્રતિક્રમણની આવશ્યક ક્રિયાઓ બાળકોને શિખવ્યા પછી જૈન ધર્મનું તત્ત્વજ્ઞાન, જેમાં દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગનો સમાવેશ થાય છે, કરાવવા માટે આ પ્રકરણો ઘણાં જ ઉપયોગી છે.

આ પ્રકરણો ઉપર જુદા જુદા આચાર્યોએ જુદા જુદા સમયમાં સંસ્કૃત ટીકાઓ રચી છે એટલું જ નહિ પરન્તુ, કેટલાક પ્રાચીન લેખકોએ તેના 'ટબા' પણ બનાવ્યા છે 'ટબો' એટલે મૂળ ગાથાઓનો શબ્દાર્થ સાધારણ મનુષ્યો, કે જેઓને સંસ્કૃત-પ્રાકૃતનું જ્ઞાન ન હોય, તેવાઓને માટે પ્રાચીન સમયમાં મૂળ ગાથાઓ ઉપર 'ટબો' રચવાની પદ્ધતિ હતી આવા ટબા પ્રાચીન ભંડારોમાં પ્રાયઃ દરેક સૂત્રો ઉપર અને સંસ્કૃત-પ્રાકૃતના રચાએલા ગ્રન્થો ઉપર મળે છે

'સર્વજ્ઞ-કથિત સિદ્ધાન્તસાર'ના લેખક ભાઈ રતિલાલ ફૂલચંદે, આ ગ્રંથની જે યોજના કરી છે, તે ઉપરના પ્રકરણોના પોતાના અભ્યાસનું પરિણામ છે આ પુસ્તકમાં જીવસ્વરૂપ (જીવવિચાર), નવતત્ત્વસ્વરૂપ (નવતત્ત્વ), દંડકસ્વરૂપ (દંડક પ્રકરણ) અને કર્મસ્વરૂપ (કર્મગ્રન્થ) એ ચાર પ્રકરણો પૈકી કર્મસ્વરૂપનું પ્રકરણ પંડિત જીવવિજયજી નામના પ્રાચીન લેખકે રચેલા કર્મગ્રંથના ટબા ઉપરથી લખવામાં આવેલ છે, એમ લેખકની પ્રસ્તાવના ઉપરથી જણાય છે

આ પ્રકરણોનો અભ્યાસ લેખક ભાઈ રતિલાલે વિદ્વાન્ મુનિરાજો પાસે કરેલો છે એટલે તેઓની આ યોજના તેમના પોતાના જ્ઞાનના ફલ-સ્વરૂપ છે, એમ કહેવું જરા પણ ખોટું નથી

ચાર પ્રકરણો ઉપરાન્ત તેમણે 'સમ્યક્ત્વનું પ્રકરણ આપ્યું છે, તે પણ બહુ ઉપયોગી છે.

હું ઉપર કહી ચૂક્યો છું કે ભાઈ રતિલાલ 'શુદ્ધ શ્રાવક તરીકે બારવ્રતધારી છે અને દેવ, ગુરુ, ધર્મ ઉપર અનન્ય શ્રદ્ધા ધરાવે છે તેમણે આ પુસ્તકમાં પોતાને 'બાર વ્રત' ગ્રહણ કરવાનો ઉપદેશ કેવી રીતે ક્યા સંયોગોમાં અને કયા આપ્યો? તે ૨૦ મા પ્રકરણમાં બતાવ્યું છે જો કે આ પોતાનો અંગત વિષય હોવા છતાં

બીજાઓને તેમાંથી પ્રેરણા મળે, વ્રત ગ્રહણની ભાવના જાગે અને વ્રત લેવામાં સરળતા થાય, એટલા માટે આ પ્રકરણ પણ ઉપયોગી છે.

૨૧ મા પ્રકરણમાં શ્રી સિદ્ધાચલજીની યાત્રાનું વર્ણન છે. આમાં **'ભાવ-યાત્રા'** અને પ્રત્યક્ષ રીતે **'દ્રવ્ય-યાત્રા** કેવી રીતે કરી શકાય, સિદ્ધાચલજી ઉપર શી રીતે ચડવું અને શી રીતે યાત્રા કરવી? એનું વર્ણન છે. આ પ્રકરણ ઐતિહાસિક દૃષ્ટિએ પણ ઉપયોગી ગણી શકાય, કારણ કે વર્તમાન સમયમાં સિદ્ધાચલજી ઉપર ક્યાં ક્યાં શું શું છે? એનો હૂબહૂ ચિતાર આમાં રજૂ કર્યો છે.

છેવટે ભાઈ રતિલાલે બનાવેલાં કેટલાંક સ્તવનોનો સંગ્રહ પણ અંતમાં આપવામાં આવ્યો છે, જેમાં ચોવીસ તીર્થંકરોના સ્તવનો ઉપરાન્ત, કેટલાંક છૂટાં સ્તવનો પણ છે. અત્યારની વિકસિત થયેલી સાહિત્યની દૃષ્ટિએ આ સ્તવનો સામાન્ય ગણી શકાય, પરન્તુ ભાઇ રતિલાલે પોતાની પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ, આ સ્તવનો તેમણે વર્ષો પહેલાં પોતાની નાની ઉમરમાં રચેલાં છે, છતાં આ સ્તવનોમાં ઉતારેલો એમના હૃદયનો ભાવ, પ્રભુ પ્રત્યેની અનન્ય ભક્તિ, શ્રદ્ધા, એ તો તરી આવે જ છે. શુદ્ધ સમ્યક્ત્વધારી પોતાના સુદેવ પ્રત્યે કેટલો શ્રદ્ધાળુ અને ભક્તિવાળો હોવો જોઇએ, એ આ સ્તવનો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. 'ભક્તિ'માં 'વિભક્તિ'ની જરૂર નથી, એવી એક સામાન્ય કહેવત છે. કવિઓની કૃતિમાં સ્વાભાવિકતા જ હોય, કૃત્રિમતા ન હોય. કવિઓનું હૃદય એ જ કવિતા. નાની ઉમરમાં પણ ભાઈ રતિલાલનુ હૃદય પ્રભુભક્તિ પ્રત્યે કેટલું ઓતપ્રોત થયું હશે, તેનું પ્રમાણ આ સ્તવનો છે.

ભાઇ રતિલાલે આ પુસ્તકનું સંપાદન અને પ્રૂફાદિનું સંશોધન કાર્ય મને સોંપેલું. મારી આંખોની તકલીફ હોવા છતાં, ભાઇ રતિલાલની ભક્તિને માન આપી, આ કાર્ય માથે લીધું, પરન્તુ

શારીરિક અસ્વસ્થતા, આંખોનું દર્દ અને કમજોરી તેમજ શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળની બીજી પ્રવૃત્તિઓને કારણે હું તેની પાછળ જોઇએ તેટલો ભોગ ન આપી શક્યો. પુસ્તકમાં રહેલી અશુદ્ધિઓ અને સંપાદનમાં રહેલી ખામીઓ એ મારા પ્રમાદનું કારણ છે, એ મારે કબૂલ કરવું જોઇએ.

એક વાત કહેવી રહી જાય છે આજ કાલ પ્રત્યેક ગામમાં લગભગ ધાર્મિક પાઠશાળાઓ ખુલેલી છે મોટી સંસ્થાઓમાં પણ ધાર્મિક વિષય ચલાવવામાં આવે છે મારા મત પ્રમાણે આ પુસ્તક પંચ પ્રતિક્રમણના અભ્યાસ પછી પ્રકરણોના અભ્યાસ તરીકે દરેક શાળાઓમાં ચલાવવામાં આવે, તો ગાથાઓની ગોખણપટ્ટીનો શ્રમ અને બાળકોનો સમય બચી જાય, એટલું જ નહિ પરન્તુ, દરેક વિષયનું જ્ઞાન સારી રીતે થઈ જાય. વળી આ પુસ્તકને શિખવવામાં શિક્ષકને પણ ઓછી મહેનતનો અવકાશ રહેશે.

અન્તમાં ભાઇ રતિલાલના આ શ્રમ માટે ધન્યવાદ આપું છું ગુરુદેવ તેમને અધિકાધિક શક્તિ આપે અને આવા ગ્રંથોનું નિર્માણ કરે એવી ભાવના સાથે વિરમું છું

શ્રી વીરતત્ત્વ પ્રકાશક મંડળ
શિવપુરી (ગ્વાલીયર)
આષાઢ ચોમાસી, ૨૦૦૩
ધર્મ સં ૨૫

વિદ્યાવિજય





શ્રીયુત રતિલાલ ફુલચંદ મહેતા

# આભાર

ભાઈ રતિલાલ ફૂલચદ મહેતા, કે જેઓ પાલી તાણાના વતની છે, અને મુબઈમા ઘણા વર્ષોથી રહે છે શ્રી વીરતત્ત્વ પ્રકાશક મડળ, શ્રી ગોડીજી મહારાજનુ મદિર, શ્રી જૈન સ્વયસેવક મડળ આદિ અનેક સસ્થાઓના ટ્રસ્ટી, ખજાનચી, પ્રમુખ આદિ જવાબદાર હોદ્દાઓ ભોગવે છે, ધાર્મિક વૃત્તિના, જ્ઞાનાભિલાષી અને ક્રિયાકાડમા ખૂબ જ દિલચસ્પી ધરાવે છે, તેઓનુ આ પુસ્તક, પુસ્તક છપાઈના તમામ ખર્ચ સાથે, અમારા તરફથી પ્રકાશિત કરવા માટે આપવા બદલ અમે તેમનો આભાર માનીએ છીએ અમારી ગ્રથમાળા તરફ તેઓના સદ્ભાવની આ નિશાની છે

શિવપુરી (ગ્વાલીયર)
૧-૭-૪૭
ધર્મ સ ૨૫

મત્રી
શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રથમાળા.

श्री प्रेमविमलजी महाराज

श्रीमहावीराय नमः

श्री विजयधर्मसूरिगुरुभ्यो नमः ॥

नमो दुर्वाररागादिवैरीवारनिवारिणे ।
अर्हते योगिनाथाय महावीराय तायिने ॥ १ ॥

कल्याणपादपारामं श्रुतगङ्गाहिमाचलं
विश्वाम्भोजरविं देवं वन्दे श्रीज्ञातनन्दनम् ॥ २ ॥

पान्तु वः श्रीमहावीरस्वामिनो देशनागिरः ।
भव्यानामन्तरमलप्रक्षालनजलोपमाः ॥ ३ ॥

अर्हन्तो भगवन्त इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिताः,
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः ।
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मङ्गलम् ॥ ४ ॥

ઉપર્યુક્ત શ્લોકમાં પંચ પરમેષ્ઠિના નામ કહીને બનાવી તેને નમસ્કાર કર્યો છે એ પંચપરમેષ્ઠિ અને તેના ગુણો આ પ્રમાણે છે —

: ૧ : **અરિહંત ભગવાન**—અરિહંત ભગવાનના **આઠ પ્રાતિહાર્ય અને ચાર અતિશય** મળીને બાર ગુણ શાસ્ત્રકારોએ બતાવ્યા છે. આઠ પ્રાતિહાર્ય તે આ છેઃ—

**અશોક વૃક્ષ**—જ્યાં જ્યાં ભગવાનનું સમવસરણ રચાય. ત્યાં ભગવાનના દેહથી બારગુણા અશોક વૃક્ષની રચના દેવતાઓ કરે છે.

**સુરપુષ્પવૃષ્ટિ**—સમવસરણમાં ઢીંચણપ્રમાણ સુગન્ધિત એવા સચિત્ત પુષ્પોની વૃષ્ટિ દેવતાઓ કરે છે.

**દિવ્યધ્વનિ**—ભગવાનની વાણીને દેવતાઓ માલકોષ રાગ ને વીણા વાંસળી આદિનાં સ્વરવડે પૂરે છે.

**ચામર**—રત્નજડિત સુવર્ણની ડાંડીવાલા ચાર જોડી સફેદ ચામરો સમવસરણમાં દેવતાઓ વીંઝે છે.

**આસન**—ભગવાનને વિરાજવા માટે દેવતાઓ રત્નજડિત સુવર્ણમય સિંહાસન સમવસરણમાં રચે છે.

**ભામંડલ**—ભગવાનના મસ્તકની પાછલ સૂર્યના તેજવાળું ભામંડલ દેવતાઓ રચે છે.

**દુંદુભી**—ભગવાનના સમવસરણ વખતે દેવદુંદુભિ વાજીંત્રો દેવતાઓ વગાડે છે.

**છત્ર**—સમવસરણમાં ભગવાનના મસ્તક ઉપર ઉપરાઉપરી ત્રણ છત્રો દેવતાઓ રચે છે.

હવે ચાર અતિશયો તે આ છેઃ—

**અપાયાપગમાતિશય**.—ઉપદ્રવોનો નાશ. ઉપદ્રવ બે પ્રકારના છેઃ ૧ **સ્વાશ્રયી** ને ૨ **પરાશ્રયી**. **સ્વાશ્રયી** એટલે પોતાના સબન્ધી ઉપદ્રવોનો નાશ દ્રવ્યથી અને ભાવથી જેમનો

થયો છે દ્રવ્ય ઉપદ્રવ એટલે સમસ્ત રોગાદિ અને ભાવ ઉપદ્રવ અન્તરગ અઢાર દૂષણોનો ત્યાગ અઢાર દૂષણો તે આ છે —

૧ દાનાન્તરાય, ૨ લાભાન્તરાય, ૩ વીર્યાન્તરાય, ૪ ભોગાન્તરાય, ૫ ઉપભોગાન્તરાય, ૬ હાસ્ય, ૭ રતિ, ૮ અરતિ, ૯ ભય, ૧૦ શોક, ૧૧ જુગુપ્સા, ૧૨ કામ, ૧૩ મિથ્યાત્વ ૧૪ અજ્ઞાન ૧૫ નિદ્રા, ૧૬ અવિરતિ, ૧૭ રાગ અને ૧૮ દ્વેષ

પરાશ્રયી એટલે ભગવાન જ્યા જ્યા વિચરે ત્યાં ત્યાની જનતા પણ ઉપદ્રવોથી રહિત રહે, અર્થાત્ ભગવાનનો એ અતિશય છે કે જ્યા જ્યા વિચરે ત્યા દરેક દિશામા મળીને ૧૨૫ યોજન સુધીમાં રોગ મરકી, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, દુષ્કાલ, ભૂકપ આદિ ઉપદ્રવો ન થાય

જ્ઞાનાતિશય— જે અતિશયથી ભગવાન લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે જાણે છે કારણ કે તેમને કેવલજ્ઞાન હોય છે અને કેવલજ્ઞાનીથી જગતનો કોઈપણ પદાર્થ અજ્ઞાત રહી શકતો નથી

પૂજાતિશય—જે અતિશયના પ્રભાવથી શ્રી તીર્થંકર ભગવાન ત્રિલોકીના પૂજ્ય છે, અર્થાત્ ભગવાનની પૂજા ન કેવલ મનુષ્યો જ, બલ્કે દેવતાઓ વિગેરે સહુ કોઈ કરે છે

વચનાતિશય-ભગવાનની વાણીમા એક એવો અતિશય છે કે તેમની વાણી દેવ, મનુષ્ય અને તિર્યંચો પણ પોતપોતાની ભાષામા સમજે છે તેમની વાણી પાત્રીસ ગુણ યુક્ત મનાય છે

ભગવાન જ્યારે સમવસરણુમા બેસીને દેશના આપે છે, ત્યારે તેઓ પૂર્વાભિમુખ વિરાજે છે બીજી ત્રણ દિશાઓમા દેવતાઓ ભગવાનના જેવાં જ પ્રતિબિંબો સ્થાપન કરે છે અને તે જ

કારણે ચારે દિશાના ત્રણ ત્રણ ગણીને સમવસરણમાં બાર છત્ર બંધાવામાં આવે છે. આ વસ્તુ એમ સૂચવે છે કે ત્રણ ભુવનના સ્વામી એવા તીર્થંકર ભગવાનને હે ભવ્યો! તમે સેવો. સમવંસરણ ન હોય ત્યારે પણ આઠ પ્રાતિહાર્ય તો હોય છે જ.

એ પ્રમાણે આઠ પ્રાતિહાર્ય અને ચાર અતિશય મળીને બાર ગુણ અરિહંત ભગવાનના છે.

: ૨ : સિદ્ધભગવાન—શ્રી સિદ્ધભગવાનના આઠ ગુણ કહેવામા આવ્યા છે, તે આ છે:—

**અનંતજ્ઞાન**—આનાથી લોકાલોક સ્વરૂપને સમસ્ત પ્રકારે જાણે છે.

**અનંતદર્શન**—આનાથી લોકાલોક સ્વરૂપને સમસ્ત પ્રકારે દેખે છે.

**અવ્યાબાધસુખ**—તમામ પ્રકારની પીડારહિત નિરૂપાધિકપણું પ્રાપ્ત થાય છે.

**અનંતચારિત્ર**—ક્ષાયક સમ્યક્ત્વ તથા યથાખ્યાત ચારિત્ર સહિત તે હોય છે.

**અક્ષયસ્થિતિ**—અનંતસ્થિતિ પ્રાપ્ત થાય છે.

**અરૂપીપણું**—સિદ્ધભગવાન શરીર રહિત—અરૂપીપણાને પામેલા હોય છે.

**અગુરૂલઘુ**—ભારે, હલકો તેમજ ઊંચનીચપણાનો વ્યવહાર ત્યાં હોતો નથી,

**અનન્તવીર્ય**—અનન્ત દાન, અનન્ત લાભ, અનન્ત ભોગ, અનન્ત ઉપભોગ અને અનન્ત વીર્યની શક્તિ પ્રાપ્ત થાય છે.

એ પ્રમાણે આઠ ગુણો સિદ્ધભગવાનના હોય છે.

૩ આચાર્ય મહારાજ—આચાર્ય મહારાજના ત્રીસ ગુણ તે આ છે—

૫ પાચ ઇંદ્રિયના ત્રેવીશ વિષયોમા રાગ દ્વેષ કરે નહિ

૯ બ્રહ્મચર્યની નવ વાડોને જાળવી રાખે નવવાડ આ પ્રમાણે છે

૧ સ્ત્રી, પશુ, નપુસક જ્યાં ન હોય ત્યા રહે

૨ સ્ત્રીની સાથે રાગથી વાતો કરે નહિ

૩ સ્ત્રી બેઠી હોય, તે આસન ઉપર બે ઘડી સુધીમા બેસે નહિ

૪ રાગવડે સ્ત્રીના અગોપાગ જુએ નહિ

૫ સ્ત્રી પુરૂષ સૂતા હોય, ત્યા ભીતના આતરે રહે નહિ

૬ અગાઉ ભોગવેલા વિષયોને સભારે નહિ

૭ સ્નિગ્ધ આહાર કરે નહિ

૮ નીરસ એવો પણ અધિક આહાર કરે નહિ

૯ શરીરની શોભા શૃગાર ટાપટીપ કરે નહિ

૪ ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાય કરે નહિ

૫ પ્રાણાતિપાતવિરમણ, મૃષાવાદવિરમણ, અદત્તાદાનવિરમણ, મૈથુનવિરમણ, પરિગ્રહવિરમણ એ પાચ મહાવ્રતોના પાચ ગુણ

૫ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર—એ પાચ આચાર પાળે ને બીજાને પળાવે

૮ આઠ પ્રવચન માતાની રક્ષા કરે આઠ પ્રવચન માતા તે આ છે—

૧ ઇર્યાસમિતિ—સાડા ત્રણ હાથ સામે દૃષ્ટિ રાખી ઉપયોગ પૂર્વક ચાલવું

૨ ભાષાસમિતિ–સાવદ્ય વચન બોલવું નહિ
૩ એષણાસમિતિ–અપ્રાસુક (દૂષિત) આહારપાણી
લેવાં નહિ
૪ આદાનનિક્ષેપણા સમિતિ–વસ્ત્ર, પાત્ર અણપૂંજી
ભૂમિ ઉપર લેવું મૂકવું નહિ
૫ પારિષ્ઠાપનિકાસમિતિ–મળ મૂત્ર અણપુંજી જીવા-
કુલ ભૂમિ ઉપર પરઠવવું નહિ
૬ મનોગુપ્તિ–મનમાં આર્ત્ત રૌદ્રધ્યાન ધ્યાવું નહિ
૭ વચનગુપ્તિ–નિરવદ્ય વચન પણ કારણ વિના
બોલવું નહિ
૮ કાયગુપ્તિ–શરીર અણપડિલેહ્યું હલાવવું નહિ

: ૪ : **ઉપાધ્યાય**–ઉપાધ્યાય મહારાજના ૨૫ ગુણ, તે
આ છે:—

૧૧ અંગને ભણે અને ભણાવે. અગિઆર અંગ તે આ છે:–
૧ આચારાંગ, ૨ સૂયગડાંગ, ૩ ઠાણાંગ, ૪ સમવાયાંગ,
૫ ભગવતી, ૬ જ્ઞાતા ધર્મકથા, ૭ ઉપાસક દશાંગ, ૮
અંતગડ, ૯ અનુતરોવવાઇ ૧૦ પ્રશ્નવ્યાકરણ અને
૧૧ વિપાક.

૧૨ ઉપાંગને ભણે ભણાવે
૧ ઉવવાઇ, ૨ રાયપસેણી, ૩ જીવાભિગમ, ૪ પન્નવણા,
૫ જંબૂદ્વીપપન્નતિ, ૬ ચંદપન્નતિ, ૭ સૂર્યપન્નતિ, ૮
કપ્પિયા, ૯ કપ્પવડંસિયા, ૧૦ પુપ્ફિયા, ૧૧ પુપ્ફચૂલિયા,
૧૨ વહ્નિદશાંગ

૨ ચરણસિત્તરિ અને કરણસિત્તરિ પાળે,
એ પ્રમાણે ઉપાધ્યાય મહારાજના ૨૫ ગુણ

૫ સાધુ મહારાજ-હવે સાધુના ૨૭ ગુણ મોક્ષમાર્ગ સાધવા યત્ન કરે તે સાધુ તેના ૨૭ ગુણ આ પ્રમાણે છે –

૬ પાચ મહાવ્રતનુ પાલન અને રાત્રિભોજનનો ત્યાગ
૬ પૃથ્વી, અપ્, તેઉ, વાઉ, વનસ્પતિ ને ત્રસ એ છકાયની રક્ષા કરે
૫ પાચ ઇંદ્રિયોનો નિગ્રહ કરે ને તેના વિષય વિકારોને રોકે
૩ લોભનો ત્યાગ, ક્ષમાનો આદર અને ચિત્તની નિર્મળતા રાખે
૩ મન વચન કાયાની અકુશલ (ખરાબ) પ્રવૃત્તિને રોકે
૨ વસ્ત્રની પડિલેહણા કરવી અને સયમ યોગમા પ્રવૃત્ત રહે
૨ શીતાદિ પરિસહ સહન કરવા, મરણાદિ ઉપસર્ગ સહેવા,
એ પ્રમાણે સાધુમહારાજના ૨૭ ગુણ કહ્યા છે

નિદાન-અરિહતના ૧૨, સિદ્ધના ૮, આચાર્યના ૩૬, ઉપાધ્યાયના ૨૫ અને સાધુના ૨૭ મળી કુલ ૧૦૮ ગુણ પચપરમેષ્ઠિના જાણવા

એ પ્રમાણે ૧૦૮ ગુણોવાળા શ્રીપચપરમેષ્ઠિને વદન-નમસ્કાર કરીને હુ પણ 'શ્રી સર્વજ્ઞકથિત સિદ્ધાન્ત સાર' સગ્રહુ છુ

# પ્રકરણ ૧ લુ

## પ્રારંભ

આ ચોદ રાજલોક કમર ઉપર હાથ દઇ ઊભેલ મનુષ્યાકારે છે તેમા નીચેના સાત રાજ **અધોલોક** છે, કે જેમા નારકીના સ્થાન છે ઉપરના સાત રાજને **ઊર્ધ્વલોક** કહેવામા આવે છે તેમા દેવોના સ્થાન છે મધ્ય-**તીરછાલોક** ૧૮૦૦ યોજન પ્રમાણ છે તે તીરછાલોકમા અસખ્યાત **દ્વીપ-સમુદ્રો** આવેલા છે આ અસખ્યાત દ્વીપ-સમુદ્રોની વચમા **જબૂદ્વીપ** એક લાખ યોજનનો છે જબૂદ્વીપની મધ્યમા **મેરૂપર્વત** છે તેમજ ભરત, મહાવિદેહ અને ઐરવત એ ત્રણ **કર્મભૂમિ** તથા છ યુગલિક ક્ષેત્રો તે **અકર્મભૂમિ** છે જબૂદ્વીપના ફરતો **લવણસમુદ્ર** બે લાખ યોજનનો છે એવો નિયમ છે કે દરેક દ્વીપ સમુદ્રો વિસ્તારમા એક એકથી બમણા હોય છે અર્થાત્ લવણ સમુદ્રને ફરતો **ધાતકીખડ** ચાર લાખ યોજનનો છે ત્યા બે મેરૂપર્વત છે તેમા છ કર્મભૂમિ ને બાર અકર્મભૂમિ છે તેના ફરતો કાલોદધિ સમુદ્ર આઠ લાખ યોજનનો છે તેના ફરતો પુષ્કરવર દ્વીપ સોળ લાખ યોજનનો છે તેના અડધા દ્વીપના આઠ લાખ યોજન ફરતો **માનુષ્યોત્તર** પર્વત છે ત્યા બે મેરૂ છે તેમા છ કર્મભૂમિ ને બાર અકર્મભૂમિ છે એટલે અઢી દ્વીપપ્રમાણ મનુષ્યનુ

ક્ષેત્ર પીસ્તાલીસ લાખ યોજનના વિસ્તારનું છે. તેની બહાર મનુષ્યનાં જન્મ મરણુ સંભવતાં નથી. પુષ્કરવર દ્વીપ ફરતો તે જ નામનો સમુદ્ર છે. પછી વરૂણવર દ્વીપ ને વરૂણોદ સમુદ્ર, **ક્ષીરવરદ્વીપ** ને ક્ષીરોદસમુદ્ર, ઘૃતવરદ્વીપ ને ઘૃતોદ સમુદ્ર, ઇક્ષુવરદ્વીપ ને ઈક્ષુદ સમુદ્ર પછી આઠમો **નંદીશ્વરદ્વીપ**, જે ૧૬૩૮૪ લાખ યોજન છે. જ્યાં શાશ્વતા બાવન જિનચૈત્યો છે. તે પછી દ્વીપના નામ પ્રમાણે સમુદ્રો છે. ૯ અરૂણવર, ૧૦ અરૂણાવાસ, ૧૧ કુંડલવરદ્વીપ, જ્યાં શાશ્વતા ચૈત્યો છે. ૧૨ શંખવર ને ૧૩ રૂચકવરદ્વીપ, જે ૧૬૭૭૭૨૧૬ લાખ યોજન દૂર છે, ત્યાં શાશ્વતા ચૈત્યો છે, જેને જંઘાચારણ લબ્ધિવાળા મુનિ અહીંથી એક પગલે **રૂચકદ્વીપ** આવી, ત્યાં ચૈત્યોને વંદન કરી, પાછા બીજે પગલે **નંદીશ્વર** દ્વીપ આવી, ત્યાં ચૈત્યોને વંદના કરી, ત્રીજે પગલે પાછા આવે છે. રૂચકવર દ્વીપ પછી અસંખ્યાતા દ્વીપ સમુદ્રો છે. છેલ્લો સમુદ્ર **સ્વયંભૂરમણ સમુદ્ર** છે. લવણસમુદ્રનું પાણી ખારું, વારૂણીનું મદિરા સમાન, ઇક્ષુવરનું ક્ષીર સમાન, ઘૃતોદનું ઘી સમાન, ઈક્ષુદનું શેલડીના રસ સમાન, કાલોદધિ, પુષ્કરવર ને સ્વયંભૂરમણ એ ત્રણનું પાણી સમાન ને બીજા બધા સમુદ્રોનાં પાણી શેલડીના રસ સમાન છે. લવણસમુદ્રમાં પાંચસો યોજન-વાળા અને સાત લાખ કુલકોટી મત્સ્યો હોય છે. કાલોદધિમાં સાતસો યોજનવાળા ને નવ લાખ કુલકોટી તેમજ સ્વયં-ભૂરમણમાં એક હજાર યોજનવાળા ને સાડાબાર લાખ કુલકોટી મત્સ્યો છે. બાકીના સમુદ્રોમાં અલ્પ મત્સ્યો હોય છે. પાંચ મહાવિદેહ ને ત્રીશ અકર્મભૂમિમાં સદાકાળ એકભાવ વર્તે છે.

મહાવિદેહમા કેવળજ્ઞાનીનો વિરહ નથી જઘન્ય કાળે બત્રિસ વિજયની ચારવિજય–આઠમી, નવમી, ચોવીસમી, પચીસમીમા ભગવાન વિચરે છે ઉત્કૃષ્ટ કાળે અજિતનાથ ભગવાનના સમયમા પાચ મહાવિદેહની ૧૬૦ વિજય, પાચ ભરત, પાચ ઐરવતમા થઈ ૧૭૦ તીર્થંકર ભગવાન વિચરતા હતા ભરતક્ષેત્ર તેમજ ઐરવત ક્ષેત્રમા **અવસર્પિણી** ને ઉત્સર્પિણી કાળ વરતે છે તેના દરેકના છ છ આરા હોય છે અવસર્પિણીનો પહેલો આરો ચાર કોડાકોડી સાગરોપમ **સુષમસુષમ** નામનો યુગલિક કાલનો છે પછી બીજો આરો **સુષમ** નામનો ત્રણ કોડાકોડી સાગરોપમનો, ત્રીજો આરો **દુષમસુષમ** નામનો બે કોડાકોડી સાગરોપમનો યુગલિક કાલનો છે, ત્રીજા આરાના ચોરાસી લાખ પૂર્વ ને ૮૯ પખવાડીયા બાકી રહે, ત્યારે પ્રથન તીર્થંકરનો જન્મ થાય છે તે વખતે યુગલિક કાળ વિચ્છેદ થાય છે ને ધર્મની સ્થાપના તથા મોક્ષદ્વાર ખુલ્લુ થાય છે પછી ચોથો આરો **સુષમદુષમ** નામનો ૪૨૦૦૦ હજાર વર્ષ ઓછા એવા એક કોડાકોડી સાગરોપમનો છે પછી પાચમો આરો **દુષમ** નામનો ૨૧૦૦૦ વર્ષનો ને છઠ્ઠો આરો **દુષમદુષમ** નામનો ૨૧૦૦૦ વર્ષનો છે છઠા આરામા ધર્મનો સદંતર અભાવ હોય છે એટલે ભરત અને ઐરવત ક્ષેત્રમા દસ કોડાકોડી સાગરોપમના કાળમા ફક્ત એક કોડાકોડીથી કંઇક અધિક કાળ ધર્મની પ્રાપ્તિનો છે ઉત્સર્પિણીમાં અવસર્પિણીથી બધુ ઊલટુ સમજવુ તેનો પ્રથમ આરો તે છઠ્ઠા સમાન અને છઠ્ઠો આરો પહેલા આરા સમાન છે

આ ધર્મપ્રાપ્તિના કાળમા ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ,

૯ વાસુદેવ, ૯ પ્રતિવાસુદેવ અને ૯ બલદેવ મલી ૬૩ શલાકા પુરૂષો થાય છે.

તીર્થંકર ભગવાન માતાની કુક્ષિમા ચૌદ સ્વપ્નસૂચિત ત્રણ જ્ઞાન સહિત આવે છે. દીક્ષા સમયે ચોથું મનઃપર્યવ જ્ઞાન થાય છે. જ્યાં સુધી કેવળજ્ઞાન પ્રાપ્ત ન થાય, ત્યાં સુધીની અવસ્થાને છદ્મસ્થ કાલ કહેવામાં આવે છે. જ્ઞાનાવરણી, દર્શનાવરણી મોહનીય, અને અંતરાય—આ ચાર ઘાતી કર્મોનો મૂળથી ક્ષય થવાથી કેવળજ્ઞાન થાય છે. જ્યારે કેવળજ્ઞાન થાય છે, ત્યારે દેવતાઓ ત્રણ ગઢવાળા સમવસરણની રચના કરે છે. તેમાં પહેલો ગઢ રૂપાનો ને સોનાના કાંગરાવાળો, બીજો ગઢ સોનાનો ને રતનના કાંગરાવાળો અને ત્રીજો ગઢ રતનનો ને મણિના કાંગરાવાળો હોય છે. સમવસરણની દરેક બાજુએ વીસ વીસ હજાર પગથિયાં હોય છે. ચારે બાજુનાં થઈને એંશી હજાર પગથિયાં હોય છે. પહેલા ગઢમા મનુષ્ય અને દેવતાનાં વાહનો રહે છે, બીજા ગઢમાં તિર્યંચો પરસ્પર જાતિ વૈર–વિરોધને ભૂલીને દેશના સાંભળે છે. ત્રીજા ગઢમા પૂર્વદિશાભિમુખ ભગવાન સિંહાસન પર બિરાજમાન થઈ દેશના દે છે. બીજી ત્રણ દિશાઓ ભગવાન સદૃશ પ્રતિમાઓ દેવતા સ્થાપન કરે છે. એટલે સાંભળનારાઓ 'ભગવાન દેશના આપે છે' એમજ સમજે છે. ભગવાનના સમવસરણની બાર પર્ષદામાં ઈશાનખૂણામાં વૈમાનિક દેવો, પુરૂષો ને સ્ત્રીઓ હોય છે, અગ્નિખૂણામાં વૈમાનિક દેવીઓ, સાધુઓ ને સાધ્વીઓ હોય છે, નૈરૃત્યખૂણામા જ્યોતિષ, ભુવનપતિ ને વ્યંતર દેવો હોય છે અને વાયવ્યખૂણામાં જ્યોતિષ, ભુવનપતિ અને વ્યન્તર દેવીઓ હોય છે. ઉપર મુજબ બાર પર્ષદા પોતાના સ્થાનમાં રહી દેશના સાંભળે છે. તે વખતે ભગવાન જીવાદિક તત્વોનું નિરૂપણ કરે છે.

# પ્રકરણ ૨ જું

## સ્થાવરજીવ

જૈન શાસ્ત્રકારોએ જીવના મુખ્ય બે ભેદ કહ્યા છે — ૧ સંસારી (કર્મ સહિત) ૨ સિદ્ધ (કર્મ રહિત) સંસારી જીવના બે ભેદ છે ૧ સ્થાવર (સ્થિર રહેનારા) ત્રસ (હાલે ચાલે તે) સ્થાવર જીવના પાંચ ભેદ છે —

૧ **પૃથ્વીકાય**—માટી અને પાષાણના જીવો—જેવાકે સ્ફટિક, મણિ રત્ન, પરવાળા, હિંગલો, હરતાલ, મણશિલા, પારો, સોનુ વિગેરે ધાતુ, ખડી (લાલ સફેદ કાળી વિગેરે), પાષાણ સાથે મળેલ માટી, અબરખ, સિંધવ, બીડલવણ, કાચ લવણ, સાજી વિગેરે ક્ષાર આ બધી વસ્તુઓમા રહેલા જીવો તે પૃથ્વીકાયિક જીવો છે

૨ **અપ્કાય**—પાણીના જીવો જેવાકે કૂવા, વાવ, તળાવ, સરોવર અને સમુદ્ર વિગેરેનુ પાણી, આ ભૂમિજળ કહેવાય વરસાદનુ પાણી તે અંતરીક્ષ જળ કહેવાય ઝાકળનુ પાણી, હીમ, કરા વિગેરેનુ પાણી તથા ઘનોદધિ, તે જામેલ ઘી જેવુ કઠણ પાણી, જે નરક, પૃથ્વી, વિમાનના આધારભૂત અસંખ્યાત યોજનપ્રમાણ જળપિંડ છે એ વિગેરે અપ્કાયના ભેદો છે

૩ **તેઉકાય**—અગ્નિના જીવો જેવાકે જ્વાલા વિનાનો,

અંગારાનો, જ્વાલાનો, ભાઠાનો અગ્નિ તથા આકાશમાંથી ખરતો અગ્નિ, તારા જેવા કણીયા રૂપે પડતો દેખાય તે તથા વીજળી વિગેરે અગ્નિકાયના ભેદો જાણવા

૪ વાઉકાય-વાયરાના જીવો. જેવાકે ધીમે ધીમે વાય તે શુદ્ધવાયુ, ગુંજારવ કરતો વાય તે ગુંજવાયુ, ઘાસ વિગેરે ઊંચે ભમાવે તે ઉદ્‌ભ્રામક વાયુ, ધૂળમાં રેખાઓ પડે ત ઉત્કલિક વાયુ; તેમજ ઘનવાત-થીજયા ઘી જેવો વાયુ. તનવાત-તપાવેલા ઘી જેવો પાતળો વાયુ-આ ઘનવાત ને તનવાત બન્નેનો પિંડ ઊંચપણે વિસ્તાર અસંખ્યાતા યોજન છે. નરક, પૃથ્વી, વિમાનના આધારભુત ઘનોદધિની નીચે રહેલા છે. એ વાઉકાયના ભેદ જાણવા

૫ વનસ્પતિકાય-ઝાડપાલાના જીવો. તેના બે ભેદ છેઃ—

૧ પ્રત્યેક—એક શરીરમાં એક જીવ હોય તે

૨ સાધારણ—નિગોદ અથવા અનંતકાય. એક શરીરમાં અનંતા જીવ તે. એક સાથે ઉત્પન્ન થવું, શરીરની ઉત્પત્તિ, આહાર, શ્વાસોશ્વાસ વિગેરે એક સાથે સરખા હોવાથી સાધારણ કહેવાય છે. તે જીવોના બે પ્રકાર છેઃ— ૧ સૂક્ષ્મ અને ૨ બાદર. સૂક્ષ્મ નિગોદનું સ્વરૂપ સંગ્રહણી પ્રકરણમાં આ પ્રમાણે કહ્યું છેઃ "ચૌદ રાજલોકમાં નિગોદના ગોળા અસંખ્યાતા છે. એક એક ગોળામાં અસંખ્યાત નિગોદ હોય છે, અને એક નિગોદમાં અનંત જીવો છે." નિગોદને આશ્રીને જીવો બે પ્રકારના છેઃ—

૧ વ્યવહાર રાશી-અનાદિ સૂક્ષ્મ નિગોદમાંથી નીકળી બાદર નિગોદમાં જે ઉપજે, તે વ્યવહારરાશી કહેવાય છે.

૨ **અવ્યવહાર રાશી**–અર્થાત્ અનાદિકાલથી સૂક્ષ્મ નિગોદમા રહેલા છે જેટલા જીવો વ્યવહાર રાશીમાથી મોક્ષે જાય, તેટલાજ જીવો અવ્યવહાર રાશીમાથી નીકળી વ્યવહાર રાશીમા ઉત્પન્ન થાય છે

કેટલાક વ્યવહાર રાશીના જીવો સૂક્ષ્મ નિગોદમા વખતો વખત પણ જાય, પરતુ તેઓ વ્યવહાર રાશીમાં આવી ગએલા હોય છે, માટે તેઓ વ્યવહાર રાશીવાળા ગણાય છે

વ્યવહાર રાશીને પામેલા સૂક્ષ્મ નિગોદના જીવો જઘન્યથી અતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી અસખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી સુધી સૂક્ષ્મ નિગોદપણે રહે છે

બાદરનિગોદના જીવો જઘન્યથી અતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી સિત્તેર કોડાકોડી સાગરોપમ બાદરનિગોદપણે રહે છે અવ્યવહાર રાશી નિગોદની સ્થિતિ અનાદિ અનત અને અનાદિ સાત હોય છે

**બાદર સાધારણ** વનસ્પતિકાય, તે ભોયમા ઉત્પન્ન થનારા કદમૂળ, ઝાડના નવા અકુરા, કુપળો, પાચ રગની ફુગી શેવાળ, બીલાડીના ટોપ, જેમા બીજ થયા ન હોય તેવા કુમળા ફળો, જેના પાદડાની સાધી નસો પ્રકટ દેખાતી ન હોય, સર્વ જાતિના થોર, કુવાર, ગળો વિગેરે સાધારણ વનસ્પતિકાય જાણવા

**પ્રત્યેક** વનસ્પતિકાય, જેના શરીરમા એક જીવ હોય તે પ્રત્યેક વનસ્પતિ છે ફળ, ફુલ, છાલ, લાકડા, મૂળ પાંદડા અને બીજ—એ સાત સ્થનોને વિષે જુદા જુદા જીવ હોય છે અને સમગ્ર વૃક્ષનો એક જીવ જુદો હોય છે

ઉપર મુજબ **સ્થાવર**ના પાંચ ભેદ જણાવ્યા. તેમાં પ્રત્યેક વનસ્પતિ સિવાયનાં પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને સાધારણ વનસ્પતિકાયના સૂક્ષ્મ **એકેંદ્રિય** જીવો ચૌદ રાજલોકમાં સર્વત્ર હોય છે; અર્થાત્ તેના વિના ચૌદ રાજલોકમાં કોઈ જગ્યા ખાલી નથી. એ સૂક્ષ્મ જીવો અંતર્મુહૂર્તના આયુષ્યવાળા તથા **અદૃશ્ય** (ચર્મ ચક્ષુથી દેખી શકાય નહિ તેવા) હોય છે. તે જીવો અતિ સૂક્ષ્મ હોવાથી તલવારની ધાર કે અગ્નિવડે પણ તેનો નાશ થતો નથી. પાંચ **સ્થાવર સૂક્ષ્મ** છે, તેમાં એક સૂક્ષ્મ વનસ્પતિકાયના જીવો જ એક શરીરમાં અનંતા હોય છે, બાકીના ચાર સૂક્ષ્મ છતા એક શરીરમાં એક જીવવાળા જ હોય છે.

ઉપરના પાંચ પ્રકારના **સ્થાવર** જીવોને માત્ર એક સ્પર્શનેંદ્રિય (શરીર) હોવાથી, તે **એકેંદ્રિય** કહેવાય છે.

**પૃથ્વીકાય**, તે સિદ્ધશિલા અને સાત નરક સુધી હોય. **અપ્કાય** ને **વનસ્પતિકાય** તે બાર દેવલોક અને સાત નરકવિષે હોય. **તેઉકાય**, તે તીર્ચ્છાલોકના મનુષ્ય ક્ષેત્રમાં જ હોય; અને **વાઉકાય** તે સમગ્ર લોકમાં હોય.

તેના **બાવીસ** ભેદ આ છેઃ–પૃથ્વી, અપ્, તેઉ, વાઉ અને સાધારણ વનસ્પતિ એ પાંચ સૂક્ષ્મ ને પાંચ બાદર મળી દશ; **પ્રત્યેક** વનસ્પતિ **બાદર**નો એક મળી અગ્યાર ભેદ થયા. આ દરેકના **પર્યાપ્તા** અને **અપર્યાપ્તા** ગણતાં બાવીસ ભેદ થાય છે.

# પ્રકરણ ૩ જુ

## ત્રસજીવ

ત્રસકાયના ચાર ભેદ છે —

૧ બેઇન્દ્રિય-સ્પર્શનેન્દ્રિય ને રસનેન્દ્રિય-શરીર ને જીભ જેને હોય શખ, કોડા, ગડોલા, જળો, ચદનક, અળશીયા, લાળીયા લાકડાના કીડા, કરમીયા, પોરા એ વિગેરે બેઇન્દ્રિય છે

૨ તેઇન્દ્રિય-સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય-શરીર જીભ, નાક હોય કાનખજુરા, માકડ, જુ, કીડી, ઉધેઈ, ઇયળ, વીમેલ, સાવા, ગીગોડા, ગધેયા, છાણવિષ્ટાના કીડા, ધનેડા, કુથુઆ, પમોલા વિગેરે જીવો તેઇન્દ્રિય છે

૩ ચઉરિન્દ્રિય-સ્પર્શનેન્દ્રિય, રસેનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય-શરીર, જીભ, નાક ને આખ હોય

વીછી બગાઈ, ભમરા, ભમરીયો, તીડ, માખી, ડાંસ, મચ્છર, કસારી, ખડ માકડી વિગેરે ચૌરિન્દ્રિય જીવો છે ઉપરના બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય એ વિકલેન્દ્રિય કહેવાય છે આ બધા જીવો તીચ્છીલોકમા હોય છે

૪ પચેન્દ્રિય-સ્પર્શનેન્દ્રિય રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિય-શરીર, જીભ, નાક, આખ, કાન એમ પાચે ઇન્દ્રિયો હોય તે પચેન્દ્રિય જીવના ચાર ભેદ છે **નારકી, તિર્યંચ, મનુષ્ય દેવતા**

(૧) નારકીના સાત ભેદ છે

૧ રત્નપ્રભા, ૨ શર્કરાપ્રભા, ૩ વાલુકાપ્રભા, ૪ પંકપ્રભા. ધુમપ્રભા, ૬ તમઃપ્રભા, ૭ તમસ્તમપ્રભા,

ચૌદ રાજલોકમાં નીચેના સાત રાજ નરક પૃથ્વીથી ભરેલા છે. તે સાતેના પર્યાપ્તા અને અપર્યાપ્તા રહી **ચૌદ ભેદ નારકીના** છે.

(૨) તિર્યંચના ત્રણ ભેદ-૧જળચર, ૨ સ્થળચર ૩ ખેચર.

૧ **જળચર**–પાણીમાં ચાલનારાં માછલાં, કાચબા, ઝુંડ મગર વિગેરે.

૨ **સ્થળચર**–જમીન ઉપર ચાલનારા, તેના ત્રણ ભેદ છે.

૧ ચાર પગેવડે ચાલે તે ચતુષ્પદ જેવાં કે ગાય, ભેંસ, હાથી, ઘોડા, શ્વાન, બીલાડા, સીંહ, વાઘ, રીછ વિગેરે.

૨ પેટવડે ચાલે તે ઉરપરિસર્પ, સર્પ, અજગર વિગેરે.

૩ ભુજાવડે ચાલે તે ભુજ પરિ સર્પ. નોળીયા, ઉંદર, ગીરોળી, ખીસકોલી, કાકીડા, ચદનઘો વિગેરે.

૩ **ખેચર**–આકાશમાં ચાલનારા. જેવા કે–રૂંવાટાની પાખવાળા હંસ, સારસ, પોપટ, કાગડા, ચકલી, કબુતર,સમળી વિગેરે. ચામડાની પાંખવાલા વડવાંગુલી, ચામાચીડીયા વિગેરે.

મનુષ્ય લોકની બહાર બે પ્રકારના પક્ષી થાય છે. **સમુદ્ગ** (ડાબડાની પેઠે બીડાયેલ પાંખવાળાં) અને **વિતત** (વિસ્તારેલી પાંખવાળાં)ઉડતી ને બેસતી વખતે સમુદ્ગ પક્ષીની પાખ બીડાયેલ રહે છે, જ્યારે **વિતત** પક્ષીની પાંખ સદા વિસ્તૃત રહે છે. આ બંને પક્ષીઓની ઉત્પત્તિ અને વિનાશ આકાશમાં જ થાય છે.

બધા જળચર, સ્થળચર અને ખેચર જીવો સમૂર્છિમ અને ગર્ભજ, એમ બે પ્રકારના હોય છે માતાપિતાની અપેક્ષા વિના જેની ઉત્પત્તિ થાય તે સમૂર્છિમ કહેવાય છે પચેદ્રિય તિર્યંચનુ રહેવાનુ સ્થાન તિરછીલોકમા છે

એકેંદ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય અને ચૌરિંદ્રિય સમૂર્છિમ જ હોય છે આમા એકેન્દ્રિય અને બેઇદ્રિય જીવો સ્વજાતિના મળની અપેક્ષા વિના ઉત્પન્ન થાય છે તેઇદ્રિય જીવો સ્વજાતિની વિષ્ટા વિગેરેમા ઉત્પન્ન થાય છે, ચૌરિંદ્રિય જીવો સ્વજાતિના લાળ અને મળના સ્પર્શ વિગેરેથી ઉત્પન્ન થાય છે

તિર્યંચો ગર્ભજ ને સમૂર્છિમ હોય છે તેમા મત્સ્ય વિગેરે જળચર બને પ્રકારના હોય છે, સ્થળચરમાં ઉરપરિસર્પ અને ભુજપરિસર્પ પ્રાય બે પ્રકારે હોય છે, અને ચતુષ્પદ સમુર્છિમ કોઇકજ ઠેકાણે ઉપજે છે ખેચર સ્વજાતિના મૃત કલેવરને વિષે ઉપજે છે, ગર્ભજ પક્ષીઓ ઇંડામાથી ઉત્પન્ન થાય છે

આમ તિર્યંચમા કુલ ભેદો વિચારીએ તો તે ૪૮ થાય છે

૨૨ એકેંદ્રિય સ્થાવરના

૬ ત્રણ વિકલેદ્રિયના પર્યાપ્તા ને અપર્યાપ્તા

૨૦ પચેદ્રિય તિર્યંચ જળચર ને ખેચરનો એક એક, સ્થલચરના ચતુષ્પદ, ઉરપરિસર્પ, ભુજપરિસર્પ ત્રણ મળી પાચના ગર્ભજ ને સમૂર્છિમ મળી દસ, તેના પર્યાપ્તા અપર્યાપ્તા મળી વીસ ભેદ

એક તિર્યંચના ૪૮ થયા

(૩) મનુષ્ય—તેના ૩૦૩ ભેદ છે.

૧૫ કર્મભૂમિ, તે ૫ ભરત, ૫ અરવત અને ૫ મહાવિદેહ. ૩૦ અકર્મભૂમિ, તે ૫ હેમવંત, ૫ હરિવર્ષ, ૫ દેવકુરૂ, ૫ ઉત્તરકુરૂ, ૫ રમ્યક અને ૫ ઐરણ્યવત. ૫૬ અંતરદ્વીપના—અકર્મભૂમિના યુગલિકો, કુલ ૧૦૧ ના ગર્ભજ પર્યાપ્તા તથા અપર્યાપ્તા મલી ૨૦૨ ભેદ, તથા સંમૂર્ચ્છિમ મનુષ્યો, તે ગર્ભજ મનુષ્યના મળ, મુત્ર, બેડખા, નાસિકાનો મેલ, વમન, પરૂ, લોહી, સ્રીપુરૂષનો સંયોગ, વીર્ય, પિત્ત, નગરના ખાળ, મૃત કલેવર અને સર્વ અશુચિસ્થાનમાં ઉત્પન્ન થાય છે તે અપર્યાપ્ત જ મરણ પામે, તેથી તેના ૧૦૧ મલી મનુષ્યના ૩૦૩ ભેદ થયા

## બે પ્રકારની ભૂમિ

મનુષ્યની ઉત્પિત્ત બે પ્રકારની ભૂમિમાં થાય છેઃ—કર્મભૂમિ અને અકર્મભૂમિ. કર્મ ભૂમિ એટલે જયા અસી, અને કૃષિ વિગેરે કર્મ તથા શ્રુતચારિત્રરૂપ મોક્ષના અનુષ્ઠાનરૂપ ક્રિયા હોય છે.

અકર્મભૂમિ એટલે જ્યાં ઉત્પન્ન થનારા મનુષ્યો, તિર્યંચો સર્વ યુગલિયાં જ હોય. યુગલિયાનો સ્વભાવ જ એવો છે કે પુત્ર—પુત્રી સાથે જન્મે અને ઉમ્મર લાયક થાય, એટલે તેજ જોડલું પતિપત્ની થાય. તેને દસ પ્રકારના કલ્પવૃક્ષો ઇચ્છિત વસ્તુ આપે છે. એટલે ત્યાં અસી મસી કૃષિનો ઉપયોગ નથી અને તે મનુષ્યો સરળ માયારહિત હોવાથી સ્રી પુરૂષ સાથે ત્યાંથી દેવ ગતિમાં જ જાય છે.

આ કર્મભૂમિ ૧૫ અને અકર્મભૂમિ ૩૦ છે. આ બન્ને પ્રકારની ભૂમિઓનું સ્થાન કયાં છે? તે જોઇએ.

આ જબૂદ્વીપની મધ્યમા મેરૂપર્વત છે તેની દક્ષિણ દિશાએ લવણસમુદ્રને લગતુ ભરતક્ષેત્ર છે ભરતક્ષેત્રની ઉત્તરે હિમવત પર્વત છે તેની ઉત્તરે હૈમવત ક્ષેત્ર છે તેમજ મેરૂ પર્વતની ઉત્તર દિશાએ લવણસમુદ્રને લગતુ ઐરવતક્ષેત્ર છે તેની દક્ષિણે શિખરી નામે પર્વત છે તેની દક્ષિણે ઐરણ્યવત ક્ષેત્ર છે એ હૈમવત અને ઐરણ્યવત બન્ને અકર્મભૂમિ છે ત્યાના યુગલિક મનુષ્યોના શરીરનુ માન મહાકાળ એક ગાઉનુ અને આયુષ્ય એક પલ્યોપમનુ હોય છે ત્યા હમેશા ત્રીજા આરાના ભાવ વરતે છે તેઓને એકાંતરે આમળા જેટલા આહારની ઇચ્છા થાય છે ને ૭૯ દિવસ પોતાના સતાનની પ્રતિપાલના કરી દેવગતિમા જાય છે

પૂર્વોક્ત હૈમવત ક્ષેત્રની ઉત્તરે મહાહિમવત પર્વત છે તેની ઉત્તરે હરિવર્ષક્ષેત્ર છે તેમ ઐરણ્યવત ક્ષેત્રની દક્ષિણ દિશાએ રૂપી પર્વત છે તેની દક્ષિણે રમ્યક ક્ષેત્ર છે તે હરિવર્ષ ને રમ્યકના યુગલિકોનુ શરીરમાન બે ગાઉનુ અને આયુષ્ય બે પલ્યોપમનુ છે, અને ત્યા હમેશા બીજા આરાના ભાવ વરતે છે તેઓને બે દિવસે બોર જેટલા આહારની ઇચ્છા થાય છે અને ૬૪ દિવસ સતાનપાલના કરી દેવગતિમા જાય છે

પૂર્વોક્ત હરિવર્ષ ક્ષેત્રની ઉત્તરે નિષધ પર્વત છે તેની ઉત્તરે દેવકુરૂ ક્ષેત્ર છે તેમ રમ્યકક્ષેત્રની દક્ષિણે નીલવત પર્વત છે તેની દક્ષિણે ઉત્તરકુરૂક્ષેત્ર છે તે દેવકુરૂ-ઉત્તરકુરૂના યુગલિકોનુ શરીરમાન ત્રણ ગાઉનુ ને આયુષ્ય ત્રણ પલ્યોપમનુ છે ત્યા સદાકાળ પહેલા આરાના ભાવ વરતે છે આ બન્ને ક્ષેત્રો મેરૂ પર્વતને

લગતા ઉત્તર દક્ષિણ બાજુ છે. ત્યાંના મનુષ્યોને ત્રણ દિવસના આંતરે તુવરના દાણા જેટલા આહારની ઇચ્છા થાય છે અને તેઓ ૪૯ દિવસ સંતાનની પાલના કરી દેવગતિમાં જાય છે.

મેરૂપર્વતની પૂર્વ અને પશ્ચિમ દિશાએ નિષધ અને નીલવંત પર્વતની મધ્યમાં સોળ સોળ વિજય છે. તે બન્ને દિશાની મળીને ૩૨ વિજયનું મહાવિદેહ ક્ષેત્ર છે. તે કર્મભૂમિ છે. ત્યાં સદાકાળ ચોથા આરાના ભાવ વરતે છે. ત્યાંના મનુષ્યના શરીરનું માન ૫૦૦ ધનુષ્ય અને આયુષ્ય પૂર્વ ક્રોડ વરસનું સદાકાલ વરતે છે

ઉપર પ્રમાણે જંબૂદ્વીપને વિષે ૩, કર્મભૂમિને ૬, અકર્મભૂમિ મલી નવ ક્ષેત્રો છે.

હવે ધાતકી ખંડ અને અર્ધપુષ્કરવર દ્વીપમાં પૂર્વ–પશ્ચિમ બે દિશાઓમાં બે મેરુપર્વત છે. અહિં જંબૂદ્વીપમાં કહ્યા પ્રમાણે નવ ક્ષેત્રો જેવી રીતે છે, તેવી રીતે બન્ને મેરુ પાસે નવ નવ મળી અઢાર ક્ષેત્ર ધાતકીખંડમાં અને અઢાર ક્ષેત્ર અર્ધપુષ્કરવર દ્વીપમાં છે. આમ સર્વ મળીને ૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ મળીને ૪૫ ક્ષેત્ર છે.

હવે ૫૬ અંતર્દ્વીપ–ભરતક્ષેત્રની ઉત્તરે હિમવંતપર્વત પૂર્વ પશ્ચિમ લવણસમુદ્ર પર્યંત લાંબો છે. તેમાંથી બે બે દાઢાઓ નીકળી છે. એવી રીતે ઐરવત ક્ષેત્રની દક્ષિણે શીખરી પર્વત પૂર્વ પશ્ચિમ લવણસમુદ્ર પર્યંત લાંબો છે. તેમાંથી બબે દાઢાઓ નીકળી છે. એમ એકેક પર્વતની બે બે છેડાની ચાર ચાર દાઢા સમુદ્રમાં ગએલી, તે આઠ દાઢાઓ

થઇને અકેક દાઢા ઉપર સાત સાત અતરદ્વીપ છે એટલે ૫૬ અતરદ્વીપ થયા ત્યા યુગલિક મનુષ્યો રહે છે તેના શરીરનુ માન ૮૦૦ ધનુષ્ય ને આયુષ્ય પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હોય છે એકાતરે આહારની ઇચ્છા થાય છે ને ૭૯ દિવસ સતાનની પાલના કરી દેવગતિમા જાય છે.

(૪) દેવ—દેવતાના ૪ ભેદ છે ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષિ અને વૈમાનિક,

૧ ભવનપતિના ૧૦ ભેદ આ પ્રમાણે છે —

૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ વિદ્યુત્કુમાર, ૪ સુવર્ણકુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિક્કુમાર, ૯ પવનકુમાર અને ૧૦ સ્તનિત(મેઘ)કુમાર. રત્નપ્રભા નારકીનુ દળ ઊચપણે ૧૮૦૦૦૦ યોજન છે તેમા એક હજાર ઉપર ને એક હજાર નીચેના છોડીને વચ્ચે ૧૭૮૦૦૦ ની ઊચાઈમા તેર પ્રતર (પાથડા માળ) છે, તે તેર પ્રતરને બાર આતરા છે તેમા પહેલો છેલ્લો આતરો છોડી દઈને વચ્ચેના દસ આંતરામા દસ ભવનપતિનાં સ્થાન છે ભવનપતિના સાત ક્રોડ ને બોતેર લાખ ભવનો છે તે ભવનો જઘન્યથી જબૂદ્વીપ જેવડા, મધ્યમ સખ્યાતા યોજનના ને ઉત્કૃષ્ટ અસખ્યાતા યોજનના છે દશે નિકાયના ઉત્તર દક્ષિણે બબ્બે ઇંદ્રો દરેક નિકાયમા છે, એટલે ભવનપતિના વીસ ઇન્દ્રો છે

ભવનપતિની અસુરકુમાર નિકાયમા નારકીને દુ ખ આપનારા પરમાધામી દેવોનો વાસ છે તેના પદર ભેદ છે —

અંબ, અંબરીષ, શ્યામ, સબળ, રૂદ્ર, ઉપરૂદ્ર. કાળ, મહાકાળ, અસિપત્ર, વન, કુંભિ, વાલુકા, વૈતરણી, ખરસ્વર, મહાઘોષ

આ દેવો પૂર્વજન્મના સંકિલષ્ટ કર્મના યોગે આસુરી ગતિને પામેલા નારકોની અનેક પ્રકારે વિડબના કરે છે.

: ૨ : વ્યન્તર. વ્યન્તરમાં મુખ્ય ત્રણ જાતિ છે. ૧ વ્યન્તર, ૨ વાણવ્યન્તર અને ૩ તિર્યંક્જૃંભક

૧ વ્યન્તરના આઠ ભેદઃ-પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરૂષ, મહોરગ, ગંધર્વ. પૂર્વોક્ત રત્નપ્રભા નરકના ઉપરના હજાર યોજન મૂકયા છે, તેમાંથી સો સો યોજન ઉપર નીચે છોડીને બાકીના આઠસો યોજનમાં વ્યંતર દેવોની આઠ જાતિ રહે છે. વ્યંતરોનાં નગરો અસંખ્યાતા છે. મોટામાં મોટા જબૂદ્વીપ જેવા. મધ્યમ મહાવિદેહ જેવા ૩૩૬૮૪ યોજન, જઘન્ય ભરતક્ષેત્ર જેવા પર૬ યોજનના હોય છે. દરેકને ઉત્તર દક્ષિણે બબ્બે ઇંદ્ર હોવાથી વ્યંતરના સોળ ઇંદ્રો છે.

૨ વાણવ્યંતરના આઠ ભેદ છે. અણપન્ની, પણપન્ની, રૂષિવાદી, ભૂતવાદી, કંદિત, મહાકંદિત, કોહંડ ને પતગ પૂર્વોક્ત સો યોજન ઉપરના મૂકયા છે, તેમાં દસ દસ ઉપર નીચે છોડીને બાકી એંસી યોજનમાં વાણવ્યંતર દેવોની આઠ જાતિ રહે છે. દરેકને ઉત્તર દક્ષિણે બબ્બે ઇંદ્રો હોવાથી વાણવ્યંતરના સોળ ઇંદ્રો છે

૩ તિર્યંક્જૃંભક દેવોના દસ ભેદ છે. અન્ન, પાન, વસ્ત્ર, ઘર, પુષ્પ, ફળ, પુષ્પફળ, શયન, વિદ્યા,

અવિચત જ ભગા આ દસ પ્રકારના દેવો તીર્થંકરાદિ વિશિષ્ટ પુણ્યવાળા મનુષ્યોને ધન, ધાન્યાદિ વસ્તુને આપનારા એક પલ્યોપમના આયુષ્યવાળા છે

આમ વ્યન્તરની ત્રણે જાતિના મળીને ૮+૮+૧૦+૨૬ ભેદો થાય છે

૩-જ્યોતિષી-જ્યોતિષી દેવોના દસ ભેદ છે

જ્યોતિષ્ક દેવોના બે પ્રકાર ॥ વિમાનો હોવાથી બે ભેદ છે **ચર** જ્યોતિષી (નિરતર ફરનાર), **સ્થિર** જ્યોતિષી (એક સ્થાને રહેનાર) મનુષ્ય લોકમા ચર જ્યોતિષીના વિમાનો છે, જ્યારે અઢી દ્વીપની બહાર સ્થિર જ્યોતિષીના વિમાનો છે તે બન્નેના પાંચ પાચ ભેદ છે ચદ્ર, સૂર્ય, ગ્રહ નક્ષત્ર, તારા તેમા ચદ્ર સૂર્ય આ બે ઇદ્રો છે જ્યા એક ચદ્ર યા સૂર્ય હોય ત્યા ગ્રહ ૮૮, નક્ષત્ર ૨૮ અને તારા ૬૬૯૭૫ કોડાકોડ હોય

આ દેવોનુ સ્થાન-મેરૂપર્વતની તળેટીની સમતલ પૃથ્વીથી ઊચે ૭૯૦ યોજન તારાના વિમાનો છે ત્યાથી દસ યોજન સૂર્યનુ વિમાન છે ત્યાંથી એશી યોજન ઊચે ચદ્રનુ વિમાન છે ત્યાથી ચાર યોજન ઊંચે નક્ષત્રના વિમાન છે ત્યાથી ઊચે સોળ યોજનમા જૂદા જૂદા ગ્રહોના વિમાન છે

જબૂદ્વીપમા ૨ સૂર્ય ૨ ચદ્ર, લવણસમુદ્રમા ૪ સૂર્ય ૪ ચદ્ર, ધાતકીમા ૧૨ સૂર્ય ૧૨ ચદ્ર, કાલોદધિ સમુદ્રમા

સાતમા આઠમા દેવલોકની દેવી શબ્દસેવી, ત્યાં ૩૦-૩૫ પલ્યોપમ આયુષ્યવાળી દેવીઓ છે.

૯-૧૦-૧૧-૧૨ દેવલોકની દેવી મનસેવી. આંહી દેવીનું આવાગમન નથી. પણ દેવતા મનથી ચિંતવન કરે, તેના યોગે ૪૦-૫૫ પલ્યોપમ આયુષ્યવાળા દેવીના ચિંતનથી મનથી વિષયસેવી વિરામ પામે.

ઇન્દ્રના એક ભવના બે ક્રોડાક્રોડ પંચાસી લાખ એકોતેર હજાર ચારશો અઠાવીશ ક્રોડ સતાવન લાખ ચૌદ હજાર બસો પચાસી એટલી દેવીઓની સંખ્યા થાય છે (૨૮૫-૭૧૪૨૮૫૭૧૪૨૮૫)

નવગ્રૈવેયક ને અનુત્તર વિમાનના દેવો વિષયથી રહિત છે.

## વૈમાનિક દેવોનું સ્થાન—

આ ચૌદ રાજલોક પૈકી સાત રાજમાં સાત નરક-પૃથ્વી છે. નાભીના સ્થાને તીચ્છીંલોક છે. આ તીચ્છીંલોક સમભૂતલ પૃથ્વીની નીચે નવસો યોજન અને ઉપર નવસો યોજન સુધી એટલે ૧૮૦૦ યોજન ઊંચો અને એક રાજ-પહોળો છે. જ્યોતિષ્ક દેવના વિમાન સમભૂતલથી નવસો યોજન પર્યંત હોવાથી તેઓ બધા તીચ્છીંલોકમાં આવેલા છે. ત્યાંથી એક રાજ ઊંચે દક્ષિણ દિશામાં સૌધર્મ અને ઉત્તર દિશામાં ઇશાન-એમ બે દેવલોક જોડાજોડ છે. ત્યાંથી એક રાજ ઊંચે ત્રીજું ચોથું દેવલોક જોડાજોડ છે. ત્યાંથી ઊંચે એક રાજમાં એક એકની ઉપર પાંચમું અને છઠ્ઠું દેવલોક કેટલેક અંતરે છે. ત્યાંથી ઊંચે એક રાજમાં એક

એકની ઉપર સાતમુ અને આઠમુ દેવલોક કેટલેક અતરે રહેલા છે ત્યાથી ઊચે એક રાજમા નવમુ અને દસમુ દક્ષિણ ઉત્તરે જોડાજોડ તથા અગ્યારમુ અને બારમુ દક્ષિણ ઉત્તરે જોડાજોડ કેટલેક અતરે રહેલા છે ત્યાંથી એક રાજ ઊંચે ચૌદ રાજલોકરૂપ પુરુષના ગળાના સ્થાને **નવ ગ્રૈવેયક** એક એકની ઉપર છે ત્યાથી લગભગ એક રાજ ઊંચે **પાચ અનુત્તર** વિમાન સરખી સપાટીએ છે **સર્વાર્થસિદ્ધ** વિમાન વચ્ચે છે બાકીના ચાર દિશાએ ચાર વિમાન છે તેના ઉપર લોકરૂપ પુરૂષના કપાળના સ્થાને સ્ફટિક રત્નના જેવી નિમળ **સિદ્ધશિલા** છે તેના ઉપર એક યોજને અલોક છે તે છેલ્લા યોજનના ઉપરના ચોવીશમા ભાગ ( ૩૩૩ ૧/૩ ધનુષ્ય ) જેટલી ઊચાઈ વાળા ક્ષેત્રમા સિદ્ધના જીવો રહેલા છે

દેવતાઓના ૪૬ ઇંદ્રો નીચે મુજબ —

ભવનપતિના ૨૦, વ્યતરના ૧૬, વાણુવ્યતરના ૧૬, ચદ્ર સૂર્ય જો કે અસખ્ય છે, પણ જાતિ તરીકે બન્નેના એક એક ભેદ મલી ૨, વૈમાનિકના ૧૦–એમ સર્વ મલી ૬૪ ઇંદ્રો જાણવા ઉપર મુજબ દેવતાના ૧૯૮ ભેદ થાય છે અર્થાત્

૨૫ ભવનપતિના, તેમા ૧૦ ભવનપતિ, ૧૫ પરમાધામી

૨૬ વ્યતરના, તેમા ૮ વ્યતર, ૮ વાણુવ્યતર, ૧૦ તિર્યંક્જૃંભક

૧૦ જ્યોતિષિ, તેમાં ૫ ચર ને ૫ સ્થિર

૩૮ વૈમાનિક તેમાં ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર, ૯ લોકાંતિક, ૩ કિલ્બિષિયા

એમ ૯૯ તેના પર્યાપ્તા અપર્યાપ્તા મલી ૧૯૮ ભેદ થયા.

આ મુજબ સંસારી જીવોના ૫૬૩ ભેદ થયા. અર્થાત્, ૪૮ તિર્યંચના, ૧૪ નારકીના, ૩૦૩ મનુષ્યના, ૧૯૮ દેવતાના—સર્વ મલી ૫૬૩ ભેદ થાય છે.

એ પ્રમાણે **સંસારી જીવોનું** સ્વરૂપ સંક્ષેપમાં કહ્યું.

## પ્રકરણ ૪ થું

### સિદ્ધના જીવો

સિદ્ધના પંદર ભેદ કહ્યા છે, તે આ છે —

૧ જિનસિદ્ધ, અરિહંત તીર્થંકર પદવી પામી મોક્ષે જાય તે
૨ અજિન ,, ગણધર પ્રમુખ કેવળીપણે ,,
૩ તીર્થ ,, કેવળી તીર્થ પ્રવર્ત્યા પછી ,,
૪ અતીર્થ ,, મરૂદેવી માતાની માફક તીર્થ પ્રવર્ત્યા પહેલા ,,
૫ ગૃહલિંગ ,, ભરતરાજાની માફક ગૃહસ્થના વેષમા કેવળજ્ઞાન પામી ,,
૬ અન્યલિંગ ,, વલ્કલચીરી તાપસની માફક અન્ય દર્શની લિંગે ,,
૭ સ્વલિંગ ,, સાધુપણામા સાધુના લિંગે ,,
૮ સ્ત્રીલિંગ ,, ચંદનબાળા પ્રમુખની માફક સ્ત્રીલિંગે જે ,,

૯ પુરુષલિંગ ,, ગૌતમાદિકની માફક પુરુષલિંગે જે ,,
૧૦ નપુંસકલિંગ ,, ગાંગેયની માફક નપુંસકલિંગે જે ,,
૧૧ પ્રત્યેકબુદ્ધ ,, કરકંડુની માફક કોઈ પદાર્થ દેખી બોધ
પામી ચારિત્ર લઈ ,,
૧૨ સ્વયંબુદ્ધ ,, કપિલની માફક પોતાની મેળે બોધ
પામી ,,
૧૩ બુદ્ધબોધિત ,, ગુરુના ઉપદેશથી બોધ પામી ,,
૧૪ એકસિદ્ધ ,, ભગવાન મહાવીર એક સમયે એક ,,
૧૫ અનેક ,, ભગવાન ઋષભદેવસ્વામી એક
સમયમાં અનેક ,,

ઉપર મુજબ પંદર ભેદ જાણવા.

## પ્રકરણ ૫ મું

### જીવોનુ શરીરમાન

સામાન્યત સર્વ જીવોનુ જઘન્ય (ઓછામા ઓછુ) શરીર અગુલના અસખ્યાતમા ભાગનુ હોય છે

**સ્થાવરજીવોનુ —**

એકેન્દ્રિય (પ્રત્યેકવનસ્પતિ વિના) જીવોનુ ઉત્કૃષ્ટ શરીર અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ છે સૂક્ષ્મ જીવોના અસખ્યાતા શરીરો એકત્ર થાય, તો પણ ચર્મચક્ષુવડે દેખી શકાતા નથી બાદર જીવોના અસખ્ય શરીર એકત્ર થયા હોય, તો દેખી શકાય છે, તે માટે જિનેશ્વર ભગવતોએ કહેલ છે કે, એક લીલા આમળા-પ્રમાણ પૃથ્વીકાયમા જેટલા જીવો રહેલા છે, તેઓ જો સરસવ જેવડી કાયા કરે તો જબૂદ્વીપમા સમાઈ શકે નહિ પાણીના એક બિદુમા જેટલા જીવો છે, તેઓ પારેવા જેવડી કાયા કરે તો પણ જબૂદ્વીપમા સમાઈ શકે નહી પ્રત્યેક વનસ્પતિનુ ઉત્કૃષ્ટ શરીર એક હજાર યોજનથી અધિક છે આ માન સમુદ્ર વિગેરેના ઊડા પાણીમા

કમળની નાળ હોય છે, તેનું તેમજ અઢીદ્વીપની બહાર એવી મોટી વેલો પણ હોય છે, તે અપેક્ષાએ છે.

**ત્રસજીવોનું—**

બેઇંદ્રિય જીવોનું ઉત્કૃષ્ટ શરીર બાર યોજન છે, તે સ્વયંભુરમણાદિ સમુદ્રમાં શંખ વિગેરે થાય છે તેનું હોય છે. **તેઇન્દ્રિય** જીવોનું ઉત્કૃષ્ટ શરીર ત્રણ ગાઉ છે, તે જીવો અઢી-દ્વીપની બહાર દ્વીપોમાં ઉત્પન્ન થાય છે. **ચૌરિંદ્રિય** જીવોનું શરીર એક યોજન છે, તે અઢી દ્વીપની બહારના દ્વીપોમાં થાય છે.

**નારકીનું—**

નરકના જીવોનું શરીરમાન પહેલી નારકીથી બમણું દરેકમાં અનુક્રમે હોય છે

અર્થાત્—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સાતમીમાં | ૫૦૦ | ધનુષ્ય | ત્રીજીમા | ૩૧ા | ધનુષ્ય | |
| છઠ્ઠીમાં | ૨૫૦ | ,, | બીજીમા | ૧૫ાા | ,, | ૧૨ આંગળ |
| પાંચમીમાં | ૧૨૫ | ,, | પહેલીમાં | ૭ાાા | ,, | ૬ ,, |
| ચોથીમાં | ૬૨ાા | ,, | | | | |

**તિર્યંચનું—**

ગર્ભજ અને સમૂર્છિમ જળચર તથા ગર્ભજ ઉરપરિ-સર્પનાં શરીર એક હજાર યોજન હોય છે. ગર્ભજ પક્ષી-ઓનું બેથી નવ ધનુષ્ય, ગર્ભજ ભુજપરિસર્પનું બેથી

નવ ગાઉનુ સમૂચ્છિંમ પક્ષી તથા ભુજપરિસર્પનુ બેથી નવ ધનુષનુ, સમૂચ્છિંમ ઉરપરિસર્પનુ બેથી નવ યોજનનુ, સમૂચ્છિંમ ચતુષ્પદનુ બેથી નવ ગાઉનુ ગર્ભજ ચતુષ્પદ છ ગાઉના પ્રમાણવાલા દેવકુરુ ઉત્તરકુરૂના હાથી વિગેરે જાણવા એ પ્રમાણે તિર્યંચોનુ ઉત્કૃષ્ટ શરીર માન જાણવુ

મનુષ્યનુ—

મનુષ્યનુ ઉત્કૃષ્ટ શરીર ત્રણ ગાઉનુ હોય, તે દેવકુરૂને ઉતરકુરૂના યુગલિકો જાણવા

દેવતાનુ —

દેવોનુ શરીરમાન આ પ્રમાણે છે,—

ભવનપતિ, વ્યતર, જ્યોતિષ્ય, પ્રથમકિલ્બિષિયા, પહેલા અને બીજા દેવલોક સુધી સાત હાથ પ્રમાણ, ત્રીજા, ચોથા દેવ લોક અને બીજા કિલ્બિષિયા છ હાથ પ્રમાણ, પાચમુ, છઠુ દેવલોક અને નવ લોકાતિક તેમજ ત્રીજા કિલ્બિષિયા પાચ હાથ પ્રમાણ, સાતમો ને આઠમો દેવલોક ચાર હાથ, નવ, દસ, અગ્યાર ને બારમુ દેવલોક ત્રણ હાથ, નવ ગ્રૈવેયકમા બે હાથનુ અને અનુત્તરવિમાનમા ૧ હાથ પ્રમાણ શરીર હોય છે

# પ્રકરણ ૬ ઠું

## જીવોનાં આયુષ્યાદિ

જઘન્ય-

તિર્યંચ અને મનુષ્યનું જઘન્ય આયુષ્ય અંત મુંહુર્ત હોય છે. દેવતા અને નારકીનું જઘન્ય આયુષ્ય દશ હજાર વરસનું હોય છે.

ઉત્કૃષ્ટ-

પૃથ્વીકાયનું બાવીસ હજાર વર્ષ    તેઉકાયનું ત્રણ દિવસનું
અપ્કાયનું સાત ,,    બેઇંદ્રિયનું બાર વર્ષનું
વાઉકાયનુ ત્રણ ,,    તેઇંદ્રિયનું ૪૯ દિવસનું
પ્રત્યેકવનસ્પતિનું દસ ,,    ચૌરેંદ્રિયનું છ માસનું

દેવતા અને નારકીનું આયુષ્ય તેત્રીસ સાગરોપમનું હોય છે. ચતુષ્પદ, તિર્યંચ અને મનુષ્યનુ ત્રણ પલ્યોપમનું હોય છે, સંમૂચ્છિંમ તથા ગર્ભજ જળચર, ગર્ભજ ઉરઃપરિસર્પ ને ગર્ભજ ભુજપરિસર્પનું પૂર્વ કોડ વર્ષનું હોય છે. (સીતેર લાખ છપન્ન હજાર કોડ વર્ષે એક પૂર્વ થાય). ગર્ભજ ખેચરનું પલ્યોપમનો અસંખ્યાતમો

ભાગ હોય છે અને સમૂર્ચ્છિમ પચેન્દ્રિય સ્થલચરનુ ૮૪૦૦૦ વર્ષનુ, ખેચરનુ ૭૨૦૦૦ વર્ષનુ, ઉરપરિસર્પનુ ૫૩૦૦૦ વર્ષનુ અને ભુજપરિસર્પનુ ૪૨૦૦૦ વર્ષનુ હોય છે

સર્વ સૂક્ષ્મ એકેન્દ્રિય જીવો, બાદર, સાધારણ વનસ્પતિ (નિગોદ) અને સમૂર્ચ્છિમ મનુષ્યોનુ આયુષ્ય જઘન્ય અને ઉત્કૃષ્ટ અતર્મુહૂર્ત હોય છે સમૂર્ચ્છિમ મનુષ્યનુ શરીર અગુલના અસખ્યાતમા ભાગનુ જ હોય છે તે અસજ્ઞી અને મિથ્યાદૃષ્ટિ હોય છે અને અપર્યાપ્ત અવસ્થાએ જ મરણ પામે છે

ઉત્પન્નકાળ –

જીવોનો સ્વકાયમા ઉપજવાનો ઉત્કૃષ્ટકાળ આ પ્રમાણે બતાવ્યો છે —

બધા એકેન્દ્રિયો પોતાની કાયામા અસખ્યાતા ઉત્સર્પિણિ અને અવસર્પિણિ સુધી ઉપજે અને ચ્યવે છે અનતકાય નિગોદના જીવો અનત ઉત્સર્પિણિ અને અવસર્પિણિ સુધી સ્વકાયમા જન્મ મરણ કર્યા કરે છે અનતકાયની સ્વકાય સ્થિતિ, તે વ્યવહાર–રાશીના જીવને આશ્રીને જાણવી અવ્યવહાર રાશીના જીવો અનાદિ કાળથી તેમાજ જન્મ મરણ કરે છે બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચૌરિન્દ્રિય સખ્યાતા હજાર વર્ષો સુધી સ્વકાયમા ઉપજે અને ચ્યવે છે ગર્ભજ પચેન્દ્રિય, તિર્યંચ અને મનુષ્ય સ્વ કાયમા સાત અથવા આઠ ભવ ઉપજે છે તેમા સાત ભવમા સખ્યાતા વર્ષ લાગે અને આઠમો ભવ અસખ્યાત વર્ષના આયુષ્યવાળા યુગલિકમા ઉપજે એ રીતે આ૦ ભવ થાય હેવ અને

| | | | | |
|---|---|---|---|---|
| પ્રત્યેક વનસ્પતિની | દસ લાખ | } | | |
| સાધારણ ,, | ચૌદ લાખ | } | ૨૮ | |
| બેઇંદ્રિયની | બે લાખ | } | | |
| તેઇંદ્રિયની | ,, | | ૭ | ,, |
| ચૌરિંદ્રિયની | ,, | | ૮ | ,, |
| નારકીની | ચાર લાખ | | ૯ | ,, |
| દેવતાની | ,, | | ૨૫ | ,, |
| તિર્યંચ પંચેંદ્રિની | ,, | | ૨૬ | ,, |
| ,, | — | જળચર | ૧૨ા | ,, |
| ,, | — | ખેચર | ૧૨ | ,, |
| ,, | — | ચતુષ્પદ | ૧૦ | ,, |
| ,, | — | ઉરપરિસર્પ | ૧૦ | ,, |
| ,, | — | ભુજપરિસર્પ | ૯ | ,, |
| મનુષ્યની | ચૌદ લાખ | | ૧૨ | ,, |
| | ૮૪ લાખ | | ૧૯૭ા | |

મુક્તિના જીવોને શરીર, આયુષ્ય, કર્મ, પ્રાણ અને યોનિઓ હોતી નથી. અનત, અક્ષય, અવ્યાબાધ, અજર, અમર, અરૂપી એવું સિદ્ધગતિનું સ્થાન છે. તેની સ્થિતિ આદિ અનંત છે.

## પ્રકરણ ૭ મુ

### નવતત્ત્વ સ્વરૂપ

જૈન શાસ્ત્રોમા સંસારના તમામ પદાર્થોનો નવ તત્ત્વોમા સમાવેશ કરવામા આવ્યો છે

૧ જીવતત્ત્વ વ્યવહારથી શુભાશુભ કર્મોના કર્તા અને ભોક્તા છે નિશ્ચયથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ નિજ ગુણનો જ કર્તા અને ભોક્તા છે અને ચેતના સહિત હોય, તે જીવ તત્વ

૨ અજીવતત્ત્વ જીવના સ્વભાવથી વિપરીત ને ચેતના રહિત જડ સ્વભાવવાલો પદાર્થ તે અજીવતત્વ.

૩ પુણ્યતત્ત્વ શુભ કર્મોના પુદ્ગલોનો સંચય થવાથી સુખનો અનુભવ જેનાથી થાય તે પુણ્યતત્ત્વ

૪ પાપતત્ત્વ અશુભ કર્મોના પુદ્ગલોનો સંચય થવાથી દુઃખનો અનુભવ જેનાથી થાય તે પાપતત્વ

૫ આશ્રવતત્ત્વ જેનાથી અશુભ કર્મોપાદન હેતુભૂત હિંસાદિક કર્મોથી નવા કર્મ બંધાય તે આશ્રવતત્વ

૬ સંવરતત્ત્વ જેનાથી નવા કર્મો આવતા રોકાય તે સંવરતત્ત્વ

૭ **નિર્જરાતત્ત્વ:** જેનાથી પૂર્વે કરેલાં કર્મોનો ક્ષય થાય તે નિર્જરાતત્વ.

૮ **બંધતત્ત્વ:** જેનાથી નવાં કર્મો ગ્રહણ કરી જીવનું બંધન થવું તે બંધતત્ત્વ.

૯ **મોક્ષતત્ત્વ:** આત્મપ્રદેશથી સર્વથા કર્મોનો ક્ષય થાય તે મોક્ષતત્વ.

આ નવે તત્વોમાં—

| | | | |
|---|---|---|---|
| જીવતત્વના | ૧૪ ભેદ | અજીવતત્ત્વના | ૧૪ ભેદ. |
| પુણ્યતત્વના | ૪૨ ભેદ | પાપતત્વના | ૮૨ ભેદ. |
| આશ્રવતત્વના | ૪૨ ભેદ | સંવરતત્વના | ૫૭ ભેદ. |
| નિર્જરાતત્વના | ૧૨ ભેદ | બંધતત્વના. | ૪ ભેદ. |

મોક્ષતત્વના ૯ ભેદ અને એમ સર્વંમળી નવે તત્વના ૨૭૬ ભેદ થાય છે.

## જીવતત્ત્વ

**જીવના** ૧૪ ભેદ, તે આ પ્રમાણે છે:—એકેંદ્રિયના બે ભેદ: સૂક્ષ્મ ને બાદર. બેઇંદ્રિયનો એક, તેઇંદ્રિયનો એક, ચૌરિંદ્રિયનો એક, પંચેંદ્રિયના બે ભેદ: સંજ્ઞી (મનસહિત), અસંજ્ઞી (મનરહિત) સર્વંમલી સાત ભેદ થાય. તેના પર્યાપ્તા અને અપર્યાપ્તા મલી ૧૪ ભેદ. થયા.

**લક્ષણ:** જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ ગુણ જેનામાં હોય, તે જીવ કહેવાય.

૧ **જ્ઞાન**—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન; તથા મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન મલી આઠમાંથી એક યા અધિક હોય તે.

૨ દર્શન—ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળ તે ચાર પ્રકારમાથી એક યા અધિક હોય તે

૩ ચારિત્ર—સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મસપરાય, યથાખ્યાત, દેશવિરતિ તથા અવિરતિ–તે સાતમાથી એક યા અધિક હોય તે

૪ તપ—દ્રવ્યથી તથા ભાવથી હોય તે

૫ વીર્ય—કરણ તથા લબ્ધિરૂપ હોય તે

૬ ઉપયોગ—પાચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન અને ચાર દર્શન એ બાર પ્રકારના સાકાર તથા નિરાકારરૂપ ઉપયોગ માનો ગમે તે એક યા અધિક હોય તે

પર્યાપ્તિ—આહાર, શરીર, ઇદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન આ છ પર્યાપ્તિઓ કહેવામા આવી છે, તેમાથી, જીવની ગર્ભસ્થિતિ સમયે પ્રથમ આહાર લઇ તેને રસ રૂપે પરિણમાવવાની શક્તિ, તે આહાર પર્યાપ્તિ ત્યાર પછી રસરૂપ પરિણમાવે એટલે રસ, રૂધિર, માસ, મેદ, અસ્થિ, મજ્જા, અને વીર્ય–એ સાત ધાતુવડે પરિણમાવી, શરીર બાધવાની શક્તિ, તે શરીર પર્યાપ્તિ પછી સાત ધાતુ–પણે પરિણમાવ્યો જે રસ, તે જેટલી દ્રવ્ય-ઇદ્રિય જોઇએ તેટલા ઇદ્રિયપણે પરિણમાવવાની શક્તિ, તે ઇદ્રિય પર્યાપ્તિ આ ત્રણ પર્યાપ્તિ પૂરી કર્યા વિના કોઇ જીવ મરણ પામે નહી ત્યાર પછી શ્વાસોશ્વાસ, ભાષા અને મન પ્રયાપ્તિ એ છ પ્રકારે પર્યાપ્તિ છે

**કોને કેટલી હોય ?** આહાર, શરીર, ઇંદ્રિય, અને **શ્વાસોશ્વાસ**-એ ચાર પર્યાપ્તિ એકેંદ્રિયને હોય. તેમાં ભાષાનો ઉમેરો થતાં પાંચ પર્યાપ્તિ વિકલેંદ્રિય તથા અસંજ્ઞી પંચેંદ્રિયને હોય અને છ પર્યાપ્તિ સંજ્ઞી પંચેંદ્રિયને હોય.

જીવને જેટલી પર્યાપ્તિ કહી છે, તે પૂરી કર્યા વિના મરણ પામે, તે **અપર્યાપ્તા** અને પર્યાપ્તિ પૂરી કર્યા પછી મરણ પામે તે **પર્યાપ્તા** છે.

## અજીવતત્ત્વ

**ભેદ—અજીવતત્ત્વના ૧૪ ભેદ આ છેઃ-ધ**ર્માસ્તિકાયના ખંધ, દેશ તથા પ્રદેશ મળી ત્રણ; અધર્માસ્તિકાયના ત્રણ, આકાશાસ્તિકાયના ત્રણ, પુદગલાસ્તિકાયના ત્રણ, સાથે પરમાણુ મળી ચાર. અને કાળનો વર્તમાન સમયરૂપ એકજ પ્રદેશ હોવાથી અસ્તિકાય કહેવાય નહિ માટે એક ભેદ મળી કુલ ૧૪ ભેદ થયા.

૧ **ધર્માસ્તિકાયનો ગુણ** ચલન સ્વભાવનો છે. જેમ માછલાનું ચાલવું પાણીના આશ્રયથી થાય છે, તેમ જીવ અને પુદગલને ગતિ કરવામાં ધર્માસ્તિકાય કારણભૂત છે.

૨ **અધર્માસ્તિકાયનો ગુણ** સ્થિર રાખવાનો છે. જેમ પથીને વિસામો લેવા માટે વૃક્ષોની છાયા કારણ છે, તેમ જીવ અને પુદ્ગલને સ્થિર રાખવાનો અધર્માસ્તિકાયનો ગુણ છે. આ બન્ને દ્રવ્યો અરૂપી અને ચૌદ રાજલોકવ્યાપી અસંખ્યાતપ્રદેશી છે.

૩ **આકાશાસ્તિકાય**–જીવ અને પુદ્ગલને જે અવકાશ આપે, તે આકાશ દ્રવ્ય આ દ્રવ્ય સમથ લોકાલોકવ્યાપી અરૂપી અને અનંતપ્રદેશી છે

૪ **પુદ્ગલાસ્તિકાય**–આ દ્રવ્ય શબ્દ અંધકાર, પ્રકાશ, જ્યોતિ, આતપ, રૂપ, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એવા ગુણવાળુ હોય છે જે ચૌદ રાજલોકવ્યાપી સંખ્યાત પ્રદેશી, અસંખ્યાતપ્રદેશી તવા અનંત પ્રદેશી છે આના ચાર ભેદ છે, ખંધ,દેશ, પ્રદેશ ને પરમાણુ અખંડ પુદ્ગલાસ્તિકાયરૂપ પદાર્થ તે ખંધ તેનો કોઈ ભાગ ઓછો, તે **દેશ** જે કેવળીની બુદ્ધિએ પણ એક ભાગના બે ભાગ થઈ શકે નહિ, એવો અતિ સૂક્ષ્મ ખંધનો અભિન્ન ભાગ, નિર્વિભાજ્ય રૂપ, તે **પ્રદેશ** અને તેનીજ જે ખંધથી ભિન્ન કલ્પના થાય, તે **પરમાણુ** એમ પુદ્ગલ દ્રવ્યના ચાર ભેદ જાણવા

૫ કાલ દ્રવ્યના ભેદ અતિ સૂક્ષ્મ કાળને સમય કહે છે સમયની કલ્પના કરવી અશકય છે ઉદાહરણ એ છે કે, કોઈ સડેલા–જીર્ણ વસ્ત્રને ફાડતા એક તાંતણેથી બીજે તાતણે જાય, અથવા કમળના પાદડાના સમૂહને વીંધતા એક પાદડેથી બીજે પાદડે પહોચે, તેટલા વખતમા પણ અસંખ્યાતા સમય થઇ જાય છે જો કે જીર્ણ વસ્ત્ર ફાડતાં તેમ કમળના પાદડાને વીંધતા વાર લાગતી નથી, પણ એક તાતણો તૂટે, તેમા એક તાતણાના વળ ને ઉખેળતા કેટલા બધા સમૂહો હોય, તે ક્રમવાર તૂટે, તેમ એક પાદડામા કેટલા બધા પડો હોય, તે પણ ક્રમવાર વીંધાય, તો તે અપેક્ષાએ અસંખ્યાતા સમય થઈ જાય અસંખ્યાતા સમયને એક

એક આવલી કહે છે. ૨૫૬ આવલીએ એક **ક્ષુલ્લક ભવ** થાય. એનાથી નાના ભવો હોય નહિ. સત્તર ક્ષુલ્લક ભવથી અધિક ભવમાં એક **પ્રાણ** થાય, સાત પ્રાણનો એક **સ્તોક** થાય. સાત સ્તોકનો એક **લવ** થાય. એવા ૭૭ લવે બે **ઘડી-રૂપ મુહૂર્ત** થાય. એવા એક મુહૂર્તમા ૧૬૭૭૭૨૧૬ આવલી હોય છે. એક મુહૂર્તમા ૬૫૫૩૬ સૂક્ષ્મ નિગોદના ભવ થાય. ૩૦ મુહૂર્તનો એક **દિવસ**, પંદર દિવસનું એક **પખવાડીયું**, બે પખવાડીયાનો એક **માસ**. બાર માસનું એક વર્ષ, ૮૪ લાખ વર્ષે એક **પૂર્વાંગ**. અને ૮૪ લાખ પૂર્વાંગે એક **પૂર્વ** કહેવાય. એક પૂર્વમાં સીત્તર લાખ છપન્ન હજાર ક્રોડ વર્ષ થાય. અસંખ્યાત વર્ષે એક **પલ્યોપમ** કહેવાય

**પલ્યોપમના ઉદ્ધાર, અદ્ધા** અને **ક્ષેત્ર** એમ ત્રણ ભેદ છે, બાદર ઉદ્ધારપલ્યોપમ, તે એક યોજન લાંબા પહોળા ને ઊંડા કૂવાની કલ્પના કરવી. તેમા દેવકુરુ ઉત્તર-કુરુના મનુષ્યના સાત દિવસના ઉગેલા કેશાગ્રો ઉત્સેધાગુલ પ્રમાણે રોમના આઠ ટુકડા કરવા, તેના પ્રત્યેકના આઠ આઠ ખંડ સાત વાર કરવા. તે ૨૦૯૭૧૫૨ ખંડો થશે. આવા રોમ ખંડથી કૂવાને એવી રીતે ભરવો કે અગ્નિ બાળી શકે નહી; પાણી ભીંજવી શકે નહી; ચક્રવર્તીનું સૈન્ય ચાલ્યું જાય તો પણ કેશાગ્રો નીચા નમે નહી. એવી રીતે ભરેલા કુવામાંથી સમયે સમયે એકેક વાળ કાઢતાં તે ખાલી થઇ જાય, તેને **બાદર ઉદ્ધારપલ્યોપમ** કહેવામાં આવે છે. આનું પ્રમાણ સંખ્યાત સમયો જેટલું છે. આ બાદર ગણતરીમાં આવતું નથી. ફક્ત સૂક્ષ્મનું સ્વરૂપ જાણવા માટે કહેલ છે.

**સૂક્ષ્મ ઉદ્ધારપલ્યોપમ**–બાદરમા જેટલા કેશાગ્રોના ખડો લીધા, તેના અસત્ કલ્પનાથી અસખ્યેય ખડો કલ્પવા તેવો ખડ બાદર પૃથ્વીકાયના શરીર જેટલો થાય તેવા ખડોથી ભરેલા કૂવામાથી પ્રતિ સમય એકેક ખડ કાઢતા કૂવો ખાલી થાય, તે કાલને **સૂક્ષ્મ ઉધ્ધારપલ્યોપમ** કહેવાય છે આ કાલમા સખ્યાતા વર્ષનો સમાવેશ થાય છે તીર્છા લોકમા રહેલા દ્વીપ–સમુદ્રોની ગણતરી સૂક્ષ્મ ઉદ્ધારપલ્યોપમથી થાય છે એટલે ૨૫ કોટાકોટી સૂક્ષ્મ ઉદ્ધારપલ્યોપમના જેટલા સમયો છે, તેટલા દ્વીપ સમુદ્રો છે

**બાદર અદ્ધાપલ્યોપમ**–બાદર ઉદ્ધારપલ્યોપમના ભરેલા કૂવાના કેશાગ્ર પ્રતિ સમય નહી કાઢતા દર સો સો વર્ષે એક કેશાગ્ર કાઢતા, જેટલો વખત જાય, તેને **બાદર અદ્ધાપલ્યોપમ** કહેવાય આમા સખ્યાતા વર્ષોનો સમાવેશ થાય છે

**સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમ**–સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ માટે ભરેલા કેશાગ્રોને દર સો સો વર્ષે એકેક બહાર કાઢતા ખાલી થતા, જે કાળ જાય તેને **સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમ** કહેવાય, આ કાળથી દેવતા, નારકી, મનુષ્ય, તિર્યંચ વિગેરે જીવોની કર્મસ્થિતિ, કાયસ્થિતિ, આયુષ્ય વિગેરેનુ માપ દર્શાવવામા આવે છે

**બાદરક્ષેત્રપલ્યોપમ**–બાદર ઉદ્ધાર પલ્યોપમના કેશાગ્રોથી જેટલા આકાશપ્રદેશ સ્પર્શાયેલા છે, તે પ્રદેશ સમયે સમયે અપહરણ કરતા જે કાળ લાગે તે **બાદર ક્ષેત્રપલ્યોપમ**

કહેવાય. આ કાળમા અસંખ્યાત ઉત્સર્પિણી, અવસર્પિણી પસાર થાય છે.

**સૂક્ષ્મ ક્ષેત્રપલ્યોપમ**—સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમના કેશાગ્રોથી જે આકાશપ્રદેશનો સ્પર્શ થયો હોય, તેમ ન થયો હોય, તે પૈકી પણ પ્રત્યેક પ્રદેશનું સમયે સમયે અપહરણ કરતાં સર્વ પ્રદેશો અપહરણ કરતાં જે સમય જાય, તે સૂક્ષ્મ **ક્ષેત્રપલ્યોપમ** જાણવો. આ પૂર્વોક્ત કાળ કરતાં અસંખ્યગુણો છે. આ કાળથી પૃથ્વીકાયાદિ જીવોની સંખ્યાનું નિરૂપણ કરવામાં આવે છે.

**સાગરોપમ.** દશ ક્રોડને દશ ક્રોડે ગુણતા જે સંખ્યા આવે, તેને દસ કોડા કોડી કહેવાય તેવા દસ કોડાકોડી પલ્યોપમે એક **સાગરોપમ** થાય. તે સાગરોપમના પણ સૂક્ષ્મ, ઉદ્ધાર, અદ્ધા અને ક્ષેત્ર વિગેરે ભેદ **પલ્યોપમ**ની માફક જાણવા. સૂક્ષ્મ-અધ્ધા દસ કોડાકોડી સાગરોપમે **ઉત્સર્પિણી**, બીજા દસે **અવસર્પિણી** થાય, ને વીસ કોડાકોડી સાગરોપમે એક **કાળચક્ર** કહેવાય, અને એવા અનંતા કાળચક્રે એક **પુદ્ગલ પરાવર્ત** થાય. આ સર્વ મનુષ્ય લોકમાં વ્યવહારથી **કાળ** જાણવો.

## પુણ્યતત્ત્વ.

સાધુ પ્રમુખને અન્ન, પાણી, સ્થાન, વસ્ત્ર, આસન વિગેરે આપવાથી તેમ મન, વચન, કાયાએ સેવા તથા નમસ્કાર વિગેરે કરવાથી નવ પ્રકારે પુણ્ય બધાય છે અને ૪૨ પ્રકારે ભોગવાય છે. તે ૪૨ ભેદ આ છેઃ—

૧ સાતાવેદનીય, ૨ ઉંચ ગોત્ર, ૩-૪ મનુષ્ય ગતિ

તથા આનુપૂર્વી, ૫-૬ દેવગતિ તથા આનુપૂર્વી, ૭ પચેંદ્રિય, ૫ પાંચ પ્રકારના શરીર-ઔદારિક, વૈક્રિય, આહારક, તેજસ, કામણના પાંચ તથા પ્રથમ ૩ ત્રણ શરીરના અંગોપાંગ મળી ૮ એટલે કુલ ૧૫ ભેદ થયા, તથા ૧૬ વજ્રઋષભનારાચ સંઘયણ, ૧૭ સમચતુરસ્ર સંસ્થાન, ૪ શુભ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ એટલે થયા ૨૧ તથા ૨૨ અગુરુલઘુ નામકર્મ ૨૩ પરાઘાત, ૨૪ શ્વાસોશ્વાસ, ૨૫ આતપ, ૨૬ ઉદ્યોત, ૨૭ શુભ વિહાયોગતિ, ૨૮ નિર્માણ વળી ૩ દેવતા, મનુષ્ય અને તિર્યંચની આયુષ્યપ્રાપ્તિ એટલે થયા ૩૧ તથા ૩૨ તીર્થંકર નામકર્મ, તેમજ ૧૦ ત્રસદશકના ભેદ મળી કુલ ૪૨ થયા ત્રસ દશક તે આ છે —

૧ ત્રસ, ૨ બાદર, ૩ પર્યાપ્તિ, ૪ પ્રત્યેક, ૫ સ્થિર, ૬ શુભ, ૭ સૌભાગ્ય, ૮ સુસ્વર ૯ આદેય, ૧૦ યશ નામકર્મ

ઉપર મુજબ પુણ્ય તત્ત્વના ૪૨ ભેદ છે

## પાપતત્ત્વ

અઢાર પ્રકારના પાપસ્થાનકોના સેવવાથી પાપ બંધાય છે અને તે ૮૨ પ્રકારે ભોગવાય છે ૮૨ ભેદ તે આ પ્રમાણે છે

૫ મતિ, શ્રુત, અવધિ, મનપર્યવ અને કેવળજ્ઞાન એ પાંચને આચ્છાદિત કરે તે જ્ઞાનાવરણીય કર્મ

૫ દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય-તેનો અંતરાય થાય તે અંતરાય કર્મ

૪ અચક્ષુ ચક્ષુ, અવધિ અને કેવળ-એ ચાર દર્શનનું આવરણ થાય, તે દર્શનાવરણીય કર્મ

૫ નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલાપ્રચલા, થીણુદ્ધિ—એ પાંચ પ્રકારની નિદ્રાનું કર્મ. પાંચ પ્રકારની નિદ્રા આ કહેવાયઃ—

૧ સુખપૂર્વક જાગવું તે નિદ્રા
૨ દુઃખપૂર્વક જાગવું તે નિદ્રાનિદ્રા
૩ બેસતાં ઉઠતાં નિદ્રા આવે તે **પ્રચલા**
૪ ચાલતાં ચાલતાં નિદ્રા આવે, તે **પ્રચલાપ્રચલા**
૫ દિવસનુ ચિંતવેલ કાર્ય રાત્રિએ નિદ્રાઅવસ્થામાં જાગ્રતની માફક કરે તે **થીણુદ્ધિ** ( આ નિદ્રાસમયે અર્ધવાસુદેવના બળ યુક્ત હોય, તે જીવ નરકગામી જાણવો ).

૧ નીચ કુળમાં ઉત્પન્ન થવુ, તે **નીચ ગોત્ર**
૧ અશાતાવેદનીય કર્મ તે શરીરે દુઃખનો અનુભવ.
૧ મિથ્યાત્વ મોહનીય, તે સર્વજ્ઞના વચન રૂચે નહિ.
૧૦ સ્થાવર ૦ દસની પ્રાપ્તિ. દસ સ્થાવર તે આ છેઃ—
**૧ સ્થાવર નામ કર્મ**, ૨ સૂક્ષ્મ એકેન્દ્રિયમા ઉત્પન્ન થવું,
**૩ અપર્યાપ્ત કરણ** ૪ નિગોદમાં ઉત્પન્ન થવુ.
૫ અસ્થિર નામકર્મ તે શરીરમા દંતાદિકનુ અસ્થિરપણું
૬ અશુભ નામકર્મ તે અંગોપાંગ સારા ન હોય.
૭ દુર્ભાગ્ય નામકર્મ, તે સર્વને અળખામણો લાગે.
૮ દુઃસ્વર નામકર્મ, તે ખરાબ સ્વરની પ્રાપ્તિ.
૯ અનાદેય નામકર્મ, તે લોકને વિષે તેનું બોલવુ માન્ય ન થાય

૧૦ અપયશ નામ કર્મ, તે લોકમા અપકીર્તિ થાય
૩ નરકગતિ, નરકની આનુપૂર્વી અને નરકનુ આયુષ્ય

૧૬ કષાય–ક્રોધ, માન, માયા, લોભ એ ચાર મૂળ કષાય તે દરેકના અનન્તાનુબધી, અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સજ્વલન એ ચાર ચાર ભેદ, એટલે કષાયના ૧૬ ભેદ

અનતાનુબધી કષાય એટલે જેનાથી અનત શરીર બધાય, સમ્યકત્વ પ્રાપ્ત ન થાય, યાવજ્જીવ રહે નરકગતિ આપે અપ્રત્યાખ્યાની કષાય એટલે જેનાથી દેશવિરતિપણુ આવે નહી, એક વર્ષ સુધી રહે, તિર્યંચની ગતિ પ્રાપ્ત કરાવે પ્રત્યાખ્યાની કષાય એટલે જેનાથી સર્વવિરતિ ચારિત્ર આવે નહી, ચાર માસ સુધી રહે, મનુષ્યની ગતિ પ્રાપ્ત કરાવે સજ્વલન કષાય એટલે જેનાથી યથાખ્યાત ચારિત્ર આવે નહી ૫ દર દિવસ સુધી રહે અને દેવગતિ પ્રાપ્તિ કરાવે

૬ હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુગછા તે હાસ્યષટ્ક કર્મ

૩ વેદ તે પુરુષવેદ, સ્ત્રીવેદ અને નપુસકવેદ
૨ તિર્યંચની ગતિ અને આનુપૂર્વી
૪ એકેદ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય, ચૌરિદ્રિયપણાની પ્રાપ્તિ
૧ અશુભવિહાયોગતિ નામકર્મ
૧ ઉપઘાત નામકર્મ પોતાના અવયવે કરી હણાય તે
૪ અશુભ વર્ણ, રસ, ગધ ને સ્પર્શની પ્રાપ્તિ
૫ પ્રથમ સઘયણ વિના પાચની પ્રાપ્તિ ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા અને છેવટુ સઘયણ

## સંવરતત્ત્વ

જેનાથી નવાં કર્મો આવતા રોકાય, તેનું નામ સંવર છે. આ સંવરના ૫૭ ભેદ છે, તે આ છેઃ—

૫ **સમિતિ**—એટલે સમ્યક્ પ્રકારની ચેષ્ટા-ક્રિયા.

૧ **ઇર્યાસમિતિ**—ધુંસરાપ્રમાણ સાડાત્રણ હાથ લાંબી દૃષ્ટિ રાખીને ચાલવું.

૨ **ભાષાસમિતિ**—નિરવદ્ય ભાષા બોલવી.

૩ **એષણાસમિતિ**—બેંતાલીશ દોષ રહિત આહારની ગવેષણા કરવી.

૪ **આદાનનિક્ષેપણા સમિતિ**—આસન વિગેરે પુંજી-પ્રમાર્જીને લેવું-મૂકવું.

૫ **પારિષ્ઠાપનિકા સમિતિ**—મલ-મૂત્રાદિક ઉપયોગ-પૂર્વક કરવાં.

૩ **ગુપ્તિ**—એટલે ગોપવવું. છુપાવવું, વિના પ્રયોજને ક્રિયા ન કરવી તે. તેના ત્રણ ભેદ છેઃ—

૧ શુભ અધ્યવસાયમાં મનને રાખવું, તે **મનોગુપ્તિ**

૨ સર્વથા મૌન ધારણ કરવું અને બોલવું પડે તો યતના-પૂર્વક બોલવું, તે **વચનગુપ્તિ**.

૩ ઉપસર્ગપરિષહમાં કાયાને સ્થિર રાખવી, તે **કાયગુપ્તિ**

ઉપરની પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ તે આઠ **પ્રવચન માતા** કહેવાય છે, કારણ કે તે ચારિત્રરૂપ શરીરની રક્ષા માટે માતા સમાન છે.

૨૨ પરિષહ—કર્મની નિર્જરા માટે આવતા કષ્ટોને સહન કરવા તે તે ૨૨ પ્રકારે છે ,

૧ ક્ષુધા, ૨ પિપાસા(તૃષા), ૩ શીત(ઠંડી), ૪ ઉષ્ણ(ગરમી), ૫ દશ (મચ્છર વિગેરેના), ૬ અચેલક, ૭ અરતિ (મનનુ દુખ) ૮ સ્ત્રી, ૯ ચર્યા (ચાલવુ), ૧૦ નિષદ્યા (સ્થાનમા રહેતા ઉપસર્ગ), ૧૧ શય્યા, ૧૨ આક્રોશ (તિરસ્કાર), ૧૩ વધ, ૧૪ યાચના, ૧૫ અલાભ, (વસ્તુની અપ્રાપ્તિ), ૧૬ રોગ, ૧૭ તૃણ સ્પર્શ, ૧૮ મલ, ૧૯ સત્કાર, (મનમા માન ન લાવે) ૨૦ પ્રજ્ઞા, (જ્ઞાનનુ માન) ૨૧ અજ્ઞાન (અતરાય જાણી ખેદ ન કરે) ૨૨ સમ્યક્ત્વ (સર્વજ્ઞના વચનમા અશ્રદ્ધા)

આમા જેને વસ્તુઓની પ્રાપ્તિ કે અપ્રાપ્તિથી દુખ થાય, એને સહન કરવુ અર્થાત્ સારી વસ્તુની પ્રાપ્તિથી પ્રસન્ન ન થવુ અપ્રિય વસ્તુની પ્રાપ્તિથી મનમા દુખ કે ગ્લાનિ ન લાવવી. મતલબ કે ગમે તેવા સચોગોમા સમભાવમા રહેવુ

૧૦ યતિધર્મ, તે આ છે —

૧ **ક્ષમા**–ક્રોધનો ત્યાગ, ૨ **માર્દવ**–માનનો ત્યાગ ૩, **આર્જવ**–માયાનો ત્યાગ ૪ **મુક્તિ**–લોભનો ત્યાગ, ૫ **તપ**–ઇચ્છાનિરોધ, ૬ **સયમ**–પ્રાણાતિપાતાદિપાચનુ વિરમણ, પાચઇંદ્રિયનો નિગ્રહ, ચાર કષાયનો જય ત્રણ દડની નિવૃતિ, મળી સતર પ્રકાર સયમના છે ૭ **સત્યધર્મ**–સત્ય બોલવુ, ૮ **શૌચધર્મ**–સયમમા નિરતિચારપણે વર્તવુ, ૯ **આકિંચન**–મૂર્છારહિત ૧૦ **બ્રહ્મચર્ય**–મૈથુનનો ત્યાગ એ પ્રમાણે ૧૦ પ્રકારનો સાધુધર્મ છે

૧૨ **ભાવના**-તેના બાર ભેદ છે.

૧ **અનિત્યભાવના**-લક્ષ્મી યૌવન, કુટુંબ, પરિવાર, વિગેરેને અનિત્ય અસ્થિર જાણવા.

૨ **અશરણભાવના**-મરણ સમયે કોઈપણ શરણ આપવા સમર્થ નથી, એક ધર્મજ શરણભૂત છે, એમ જાણવું.

૩ **સંસારભાવના**-સંસારમાં પિતા તે પુત્ર, પુત્ર તે પિતા થાય, માતા તે સ્ત્રી, સ્ત્રી તે માતા થાય, ઇત્યાદિ સર્વ ભાવનો અનુભવ આ જીવે કર્યો છે.

૪ **એકત્વભાવના**-આ જીવ એકલો આવ્યો ને એકલો જશે. સુખ દુઃખ પણ પોતેજ ભોગવશે, તેમા કોઈ સાથી થવાનું નથી.

૫ **અન્યત્વભાવના**-આત્મા જ્ઞાન સ્વરૂપ ને શરીર જડ છે, આત્મા તે શરીર નથી, શરીર તે આત્મા નથી, તેમ સ્વજનાદિક પણ અન્ય છે.

૬ **અશુચિભાવના**—આ શરીરમાં રસ, રૂધિર, માસ, મેદ, અસ્થિ, મજ્જા, વીર્ય, પરૂ વિગેરે ભરેલાં છે. જેનાં નવ દ્વારો નિરંતર વહે છે. તે કોઇ કાળે પવિત્ર હોતું નથી.

૭ **આશ્રવભાવના**—મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ. એ પાંચ પ્રકારના આશ્રવે કરી કર્મ બંધાય છે.

૮ **સંવરભાવના**-જે જે સંવરથી આશ્રવ રોકાય તે.

૯ **નિર્જરાભાવના**-આત્મા ઉપર લાગેલાં કર્મોને ખરાવી

છે, નાશ કરે તે નિર્જરા તે સકામ અને અકામ એમ બે પ્રકારની છે

૧૦ **લોકસ્વભાવ ભાવના**--આ ચૌદ રાજલોક કમર ઉપર હાથ દઈ ઉભેલા મનુષ્યાકારે છે જે ષટ્ દ્રવ્યાત્મક છે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સ્વરૂપ શાશ્વતો છે

૧૧ **બોધિદુર્લભ ભાવના**--આ જીવને ભ્રમણ કરતા અનતા પુદ્ગલપરાવર્તનો થઇ ગયા પુન્યના યોગે મનુષ્યભવ, આર્ય દેશ ઉત્તમ કુળ, નિરોગીપણુ તથા ધર્મ શ્રવણાદિકની પ્રાપ્તિ થઈ, છતા સમ્યક્ત્વ થવુ અતિ દુર્લભ છે

૧૨ **ધર્મભાવના**-જિનેશ્વર ભગવતનો ભાષિત શુદ્ધ ધર્મ તથા જ્ઞાન, દર્શન ને ચારિત્રરૂપ ત્રણ રત્નની પ્રાપ્તિ તથા ધર્મના સાધક અરિહત દેવને પામવા દુર્લભ છે

૫ ચારિત્ર-ચારિત્રના પાચ ભેદ છે

૧ **સામાયિક**-શ્રાવકને દેશવિરતિરૂપ સામાયિક ને સાધુને સર્વસાવદ્ય વિરતિરૂપ સામાયિક હોય.

૨ **છેદોપસ્થાપનીય ચારિત્ર**--તે પાચ મહાવ્રતોના ઉચ્ચારપૂર્વક વડી દીક્ષા અપાય તે

૩ **પરિહારવિશુદ્ધિ ચારિત્ર**--તે નવ જણાનો જુદો ગચ્છ નીકળે, તે તીર્થંકર પાસે અથવા તીર્થંકર પાસે ચારિત્ર ગ્રહણ કર્યું હોય તેની પાસે એ ચારિત્ર પડિવજે. એ નવમાથી ચાર તપ કરનાર, ચાર વૈયાવચ્ચ કરનાર,

ને એક વાચનાચાર્ય ગુરુ તરીકે રહે. છ માસ સુધી ઉનાળામાં જઘન્ય ઉપવાસ, મધ્યમ છઠ્ઠ, ને ઉત્કૃષ્ટ અઠ્ઠમ કરે. શીતકાળમાં જઘન્ય છઠ્ઠ.મધ્યમ અઠ્ઠમ, ઉત્કૃષ્ટ દશમ કરે. વર્ષાકાળમાં જઘન્યથી અઠ્ઠમ, મધ્યમ દશમ, ઉત્કૃષ્ટ દુવાલસ તપ કરે. પારણે આંબિલ કરે. આમ છ માસ પૂર્ણ થયે, વૈયાવચ્ચ કરનાર તપ કરે ને તપ કરનારા વૈયાવચ્ચ કરે. તે છ માસ કરે. તે પછી ગુરૂ હોય તે છ મહિના તપ કરે. ને આઠમાંથી એક ગુરુ તરીકે, ને બાકીના વૈયાવચ્ચ કરે એમ અઢાર માસના તપ, તે **પરિહારવિશુદ્ધિ ચારિત્ર** કહેવાય.

૪ **સૂક્ષ્મસંપરાય ચારિત્ર**-તે નવમા ગુણઠાણે લોભના સંખ્યાતા ખંડ કરી ઉપશમ શ્રેણીવાલો ઉપશમાવે, તથા ક્ષપકશ્રેણીવાળો ખપાવે તે સંખ્યાતા ખંડમાંથી છેલ્લો એક ખંડ રહે, તેના અસંખ્યતા સૂક્ષ્મ ખડ કરીને દશમે ગુણઠાણે ઉપશમાવે, અગર ક્ષપક હોય તે ખપાવે તે દશમા ગુણઠાણાનું નામ **સૂક્ષ્મસંપરાય** અને ચારિત્રનું નામ પણ **સૂક્ષ્મસંપરાય** જાણવું.

૫ **યથાખ્યાતચારિત્ર**-તે કષાય રહિતપણું. તેના બે ભેદ છે.

**છાદ્મસ્થિક**-તે છદ્મસ્થ ઉપશમીને અગીઆરમે ને ક્ષપક તે બારમે ગુણઠાણે હોય. **કૈવલિક**-તે કેવલીને તેરમે ચૌદમે ગુણઠાણે હોય. જે ચારિત્રના ગ્રહણથી જન્મ જરા મરણાદિક રહિત એવું મોક્ષપદને પામે છે.

એમ સંવરના ૫૭ ભેદ થયા.

## નિર્જરાતત્ત્વ

પૂર્વોપાર્જિત કર્મો દૂર કરવાં–છોડવા, તેનુ નામ નિર્જરા તેના બે ભેદ છે

૧ અકામનિર્જરા–તિર્યંચાદિકની પેઠે ઇચ્છા વિના કષ્ટ સહન કરતા કર્મો છોડવા તે

૨ **સકામ નિર્જરા**–બાર પ્રકારના તપે કરી કર્મો છોડાય તે. તપના બાર ભેદ આ છે —

૧ **અનશનતપ**-ઉપવાસાદિ કરવા, ૨ **ઊણોદરી**–ભાત પાણીની ન્યૂનતા કરવી અર્થાત્ પેટને કંઇક ખાલી રાખવુ-ઓછુ ખાવુ ૩ **વૃત્તિસંક્ષેપ**-અભિગ્રહ નિયમો લેવા ૪ **રસત્યાગ**–વિગયાદિકનો ત્યાગ **૫ કાયક્લેશ**–લોચાદિ્ક્તપ કાયોત્સર્ગ કરવો ૬ **સંલીનતા**–અંગોપાંગાદિકનુ ગોપન–સંકુચિત કરવુ

ઉપરના છ ભેદ **બાહ્યતપ** કહેવાય છે અભ્યંતર તપના છ ભેદ આ છે —

૧ **પ્રાયશ્ચિત્ત**-થયેલા અપરાધની આલોયણા ગુરૂ પાસે લેવી ૨ **વિનય**–દેવ, ગુરૂ, સહધર્મી વિગેરેનો વિનય કરવો, ૩ **વૈયાવૃત્ય**–બાલ, વૃદ્ધ, ગ્લાન, તપસ્વી પ્રમુખની સેવા કરવી ૪ **સ્વાધ્યાય**–પાચ પ્રકારે સ્વાધ્યાય કરવો ( ૧ વાચના–પોતે ભણવુ અને બીજાને ભણાવવુ, ૨ પૃચ્છના–સદેહ પૂછવા ૩ પરિવર્તના–પોતે શીખેલુ યાદ કરવુ ૪ અનુપ્રેક્ષા–પૂર્વે ધારેલ અર્થનુ ચિતવન કરવુ ૫ ધર્મકથા–ધર્મસંભળાવી

કથા કરવી. ૫ ધ્યાન-ધ્યાનના ચાર ભેદ છેઃ-આર્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુક્લધ્યાન અને ૬ કાયોત્સર્ગ. (કાઉસ્સગ્ગમાં રહેવું તે.) પાંચમો ભેદ ધ્યાન કહ્યો, તેના ચાર ભેદ આ પ્રમાણેઃ

૧ આર્તધ્યાનના ચાર ભેદ :

૧ ઈષ્ટવિયોગ-પોતાને પ્રિય હોય તેનો વિયોગ થવાથી શોક.

૨ અનિષ્ટ સંયોગ-મનને ન ગમે તેવા સંયોગો થાય.

૩ રોગચિંતા-શરીરમાં રોગાદિક થવાથી ચિંતા થાય.

૪ અગ્રશૌચ-ધર્મ કરતાં વસ્તુની પ્રાપ્તિ ઇચ્છવી, નિયાણું કરવું.

૨ રૌદ્રધ્યાનના ચાર ભેદ છેઃ

૧ હિંસાનુબંધી-પ્રાણીને મારવા અગર બંધન વિગેરેની ચિંતા.

૨ મૃષાનુબંધી-અસત્ય, અસદ્ભુત વચન બોલવાના તેમ ઠગવાના અધ્યવસાય.

૩ સ્તેનાનુબંધી-લોભના વશે કરી બીજાના દ્રવ્ય લેવાના અધ્યવસાય.

૪ સંરક્ષણાનુબંધી-સ્થાવર જંગમ મિલ્કત, ધન માટે સ્વજનોનું દુષ્ટ ચિંતવન.

૩ ધર્મધ્યાનના ચાર ભેદ છેઃ—

૧ આજ્ઞાવિચય-સર્વજ્ઞ ભગવંતોએ ભાખેલું સર્વ સત્ય છે. એવી શ્રદ્ધા.

૨ અપાયવિચય-રાગદ્વેષાદિક આશ્રવો, તે આ લોક પરલોકને વિષે અનર્થરૂપ છે, એવી શ્રદ્ધા.

૩ વિપાકવિચય–સુખદુ ખાદિકનો સ યોગ પૂર્વ કર્મના ફળરૂપ છે, એવી ચિ તવના

૪ સ સ્થાનવિચય–જિનેશ્વર ભગવ તોએ કહેલ ષટ્ દ્રવ્ય, લક્ષણ સ સ્થાનાદિકની વિચારણા

૪ શુકલધ્યાનના ચાર ભેદ છે

૧ પૃથકૃત્વવિતર્કસવિચાર–પ્રત્યેક દ્રવ્યને ઉત્પાદાદિ પર્યાયના ભેદપણાનુ ચિ તવન એક યોગથી બીજા યોગને વિષે સ ક્રમણ કરવુ તે

૨ એકત્વ વિતર્ક સવિચાર–ઉત્પાદાદિક એક પર્યાયે કરી નિષ્પક પ ચિત્તવાન થઈ, પૂર્વોથી વિપરીત રહેવુ, તે બીજો ભેદ

આ બે ધ્યાન પૂર્વધરોને હોય

૩ સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ–તે તેરમા ગુણઠાણાની અ તે મન તથા વચનયોગ રૂ ધ્યા પછી, કાયયોગ રૂંધતા હોય તે

૪ વ્યુચ્છિન્નક્રિયાઅપ્રતિપાતિ–તે શૈલેશી ગુણઠાણે ગયા પછી, જે પાછુ પડવુ નહી તે આ ધ્યાન યોગના અભાવે થાય છે

ઉપર મુજબ ધ્યાનના ચાર ભેદોમાથી ધર્મધ્યાન અને શુકલધ્યાન મોક્ષના કારણભૂત ગ્રહણ કરવા યોગ્ય છે

ઉપર મુજબ છ બાહ્ય ને છ અભ્યન્તર મળી બાર ભેદ નિર્જરાના થયા

## બંધતત્ત્વ.

બંધ તત્ત્વનાં પાંચ કારણો છેઃ—

મિથ્યાત્વ અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ. આત્મપ્રદેશની સાથે ક્ષીરનીરની માફક કર્મવર્ગણાનું એકમેક થવામાં આત્માનો પરિણામ, તે **બન્ધતત્ત્વ છે.** આ બંધના, કાર્યના ભેદને લઇને **પ્રકૃતિ, સ્થિતિ, રસ** અને **પ્રદેશ**—એમ ચાર પ્રકારો પડે છે. તેમાં

**૧ પ્રકૃતિ બંધના** આઠ ભેદ છેઃ-

૧ **જ્ઞાનાવરણીયકર્મ**—આંખના પાટા સમાન છે. પાંચ પ્રકારના જ્ઞાનનું આવરણ કરે છે. જીવના અનંત જ્ઞાન ગુણને રોકે છે. તેની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ત્રીસ કોડાકોડી સાગરોપમની છે.

૨ **દર્શનાવરણીય કર્મ**—પોળીયા—ચોકીદાર સમાન છે. કોઇ રાજાનું દર્શન કરવા જતાં પોળીયો જવા ન દે, તેમ જીવનો સ્વભાવ સર્વ વસ્તુ દેખવાનો છે, પણ આ કર્મે જીવનો અનંત દર્શન ગુણ રોકયો છે, તેની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ત્રીસ સાગરોપમની છે.

૩ **વેદનીય કર્મ**—૨ પ્રકૃતિ છે, તે મધુથી લિપ્ત કરેલ તલવારની ધાર સરખી છે. ચાટતાં મીઠાશ ઉપજે પણ જીભ કપાય, તે જીવના અવ્યાબાધ ગુણને રોકે છે. સ્થિતિ જઘન્યથી મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ ત્રીસ સાગરોપમની છે.

૪ **મોહનીય કર્મ**—૨૮ પ્રકૃતિ છે. તે મદિરાની છાક સમાન છે જીવને પરવશતામાં નાખે છે. જીવના સમ્યગ્‌દર્શન

ગુણ તથા અનંત ચારિત્ર ગુણને રોકે છે સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટ સીત્તેર કોડાકોડી સાગરોપમની છે

૫ આયુ કર્મ–૪ પ્રકૃતિ છે તે બેડી સમાન છે જેમ બેડીમા પડેલ પ્રાણી છુટવા ચાહે પણ છૂટી શકે નહી, તેમ આયુ પૂર્ણ કર્યા વિના નીકળી શકે નહી તે જીવના અવિનાશી ગુણને રોકે છે સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટ રીતે ત્રીસ સાગરોપમની છે

૬ નામ કર્મ–૧૦૩ પ્રકૃતિ છે તે ચિતારા સમાન છે તેનાથી જીવ ચારે ગતિનાં નાના પ્રકારના સારા–નરસા રૂપ કરે તે જીવના અરૂપી ગુણને રોકે છે સ્થિતિ જઘન્ય આઠ મુહૂર્ત, ઉત્કૃષ્ટ વીસ સાગરોપમની છે

૭ ગોત્ર કર્મ–૨ પ્રકૃતિ તે કુંભાર સમાન છે. જેમ બનાવેલ ઘડા ઘીના સારા ને મદિરાના ખરાબ, તેમ જીવ ઉચ્ચ અને નીચ ગોત્ર પામે તે જીવના અગુરુલઘુ ગુણને રોકે છે સ્થિતિ જઘન્ય આઠ મુહૂર્ત, ઉત્કૃષ્ટ વીસ સાગરોપમ છે.

૮ અંતરાય–૫ પ્રકૃતિ છે, તે ભંડારી સમાન છે જેમ રાજા દાન આપે, પણ ભંડારી ન આપે, તે જીવના અનંતદાન, અનંતલાભ, અનંતભોગ, અનંતઉપભોગ, અનંત વીર્યમાં અંતરાય નાખે છે, સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ત્રીસ સાગરોપમ છે,

૨ રમગ્રમ [illegible] [illegible] મૂળપ્રકૃતિ વ્યાસી,
[illegible] [illegible] ગુણ પ્રકૃતિના ૪૨

જીવના વિશુદ્ધ પરિણામે થાય. તેમાં મંદ, મંદતર, મંદતમ આદિ ઘણા ભેદો થાય છે.

અશુભ પ્રકૃતિનો અનંતાનુબંધી કષાયે ચૌઠાણીયો રસ બંધાય.

| | | | |
|---|---|---|---|
| ,, | અપ્રત્યાખ્યાની | ,, | ત્રિઠાણીયો રસ બંધાય |
| ,, | પ્રત્યાખ્યાની | ,, | બેઠાણીયો ,, |
| ,, | સંજ્વલન | ,, | એક ઠાણીયો ,, |
| શુભ પ્રકૃતિનો | ,, | ,, | ચૌઠાણીયો રસ બંધાય |
| ,, | પ્રત્યાખ્યાની, અપ્રત્યાખ્યાની | કષાયે | ત્રિઠાણીયો ,, |
| ,, | અનંતાનુબંધી | કષાયે | બે ઠાણીયો ,, |

એક ઠાણીયો રસ શુભ પ્રકૃતિમાં નથી.

**અંતરાય** કર્મની પાંચ પ્રકૃતિ દેશઘાતી છે. તથા કેવલ જ્ઞાન વિના **જ્ઞાનાવરણીય**ની ચાર પ્રકૃતિ તથા કેવલ દર્શન વિના **દર્શનાવરણીયની** ત્રણ પ્રકૃતિ, તથા સંજ્વલન કષાયની ચાર પ્રકૃતિ, તથા પુરૂષવેદ, તે સર્વ મળી **સત્તર** પ્રકૃતિનો એક, બે, ત્રણ, ચારઠાણીયો રસ પણ બંધાય. બાકીની શુભ અશુભ પ્રકૃતિનો બે, ત્રણ ચારઠાણીયો રસ બંધાય. પણ એકઠાણીયો ન બંધાય.

૩ **પ્રદેશ બંધ**-લોકને વિષે ૧ ઔદારિક, ૨ વૈક્રિય, ૩ આહારક, ૪ તૈજસ, ૫ ભાષા, ૬ શ્વાસોશ્વાસ, ૭ મન, ૮ કાર્મણ, આ આઠ જાતિની કર્મવર્ગણા છે. તે જીવસમયે સમયે અનંતિ વર્ગણા લે છે.

## મોક્ષતત્ત્વ

મોક્ષ તત્ત્વના નવ ભેદ છેઃ—

૧ છતા પદની પ્રરૂપણા દ્વાર, ૨ દ્રવ્ય પ્રમાણ દ્વાર,

સિદ્ધના જીવ દ્રવ્ય કેટલા ? ૩ ક્ષેત્ર દ્વાર,–સિદ્ધની અવગાહના, ૪ સ્પર્શના દ્વાર, કેટલા આકાશપ્રદેશે સિદ્ધ ફરસે ? ૫ કાળ દ્વાર કાલઆશ્રી સાદિ અનત ૬ અતર દ્વાર સિદ્ધના જીવને આતરૂ, ૭ ભાગ દ્વાર, સસારી જીવોના કેટલામે ભાગે ભાવ દ્વાર સિદ્ધ જીવો કયા ભાવે છે ? ૯ અલ્પબહુત્વ દ્વાર ૫દર ભેદમા થોડા વધારે તે

**૧ છતાપદની પ્રરૂપણા તે** મોક્ષ વિદ્યમાન છે માર્ગણા દ્વારે પ્રરૂપતાં મૂળ ચૌદ માર્ગણા, તેની ઉત્તર બાસઠ માર્ગણા થાય છે

ચૌદ માર્ગણા આ છે —

**૧ ગતિમાર્ગણા**–દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકી તેમા મનુષ્યમાથીજ મોક્ષે જાય

**૨ ઇંદ્રિય માર્ગણા**–એકેદ્રિયથી પચેદ્રિય તેમા પચેદ્રિયમાથી મોક્ષે જાય છે

**૩ કાય માર્ગણા**–પૃથ્વી, અપ્ તેઉ, વાઉ, વનસ્પતિ, ત્રસ તેમા ત્રસમાથી મોક્ષે જાય છે

**૪ જ્ઞાન માર્ગણા**–પાચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન તેમા કેવળજ્ઞાનથી મોક્ષે જાય છે

**૫ સયમ માર્ગણા**–પાચ ચારિત્ર, દેશવિરતિ, અવિરતિ તેમા યથાખ્યાતથી મોક્ષે જાય છે

**૬ દર્શન માર્ગણા**–ચાર દર્શન તેમાં કેવલ દર્શનવાળા મોક્ષે જાય છે

**૭ ભવસિદ્ધિ માર્ગણા**–ભવી, અભવી તેમા ભવ્ય જીવો મોક્ષે જાય છે

૮ **સમ્યક્ત્વ માર્ગણા**–ઔપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક. તેમાં ક્ષાયિક–સાસ્વાદન, મિશ્ર, અને મિથ્યાત્વ તેમાં ક્ષાયિકવાળા મોક્ષે જાય છે.

૯ **સંજ્ઞી માર્ગણા**–સંજ્ઞી, અસંજ્ઞી તેમાં સંજ્ઞી મોક્ષે જાય છે.

૧૦ **આહાર માર્ગણા**–આહારી, અણાહારી. તેમાં અણાહારી જીવો મોક્ષે જાય છે.

ઉપરની દસ માર્ગણામાંથી મોક્ષે જાય. નીચેની ચાર માર્ગણામાંથી મોક્ષે જાય નહી.

૧૧ **યોગ માર્ગણા**–મન, વચન, કાયયોગે મોક્ષે જાય નહી.

૧૨ **વેદ માર્ગણા**–પુરૂષ, સ્ત્રી, નપુંસક વેદે મોક્ષે જાય નહી.

૧૩ **કષાય માર્ગણા**–ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયે મોક્ષે જાય નહી.

૧૪ **લેસ્યા માર્ગણા**–કૃષ્ણ. નીલ, કાપોત, તેજો, પદ્મ, શુકલ લેશ્યાએ મોક્ષે જાય નહિ.

૨ **દ્રવ્યપ્રમાણદ્વાર**–સિદ્ધના જીવો અનંતા છે.

૩ **ક્ષેત્રદ્વાર**–ચૌદ રાજલોકને અસંખ્યાતમે ભાગે લોકને છેડે રહે છે.

૪ **સ્પર્શનાદ્વાર**–ક્ષેત્રથકી સ્પર્શના અધિક છે, કારણ કે જેટલા ક્ષેત્રમાં સિદ્ધ ભગવાન રહેલા છે, તે ચારે બાજુની, તેમ ઉપર નીચે સર્વ દિશાઓના આકાશપ્રદેશ સ્પર્શાયેલા છે, માટે સ્પર્શના અધિક જાણવી.

૫ કાળદ્વાર-એક સિદ્ધઆશ્રી સાદિ અનત કાલ હોય, સર્વે સિદ્ધ આશ્રી અનાદિ અનત જાણવી

૬ અતરદ્વાર-સિદ્ધ ગતિને પામ્યા પછી, આવવુ નથી, માટે તે અતર સિદ્ધને નથી, જ્યા એક સિદ્ધ છે ત્યા અનેક સિદ્ધ છે, માટે અતર નથી

૭ ભાગદ્વાર-સર્વ સસારી જીવોને અનતમે ભાગે સિદ્ધના જીવો છે

૮ ભાવદ્વાર-કેવલદર્શન ને કેવળજ્ઞાન ક્ષાયિક ભાવે વર્તે છે પારિણામિક ભાવને જીવિતપણુ તે જ્ઞાનાદિચતુષ્ટય ભાવ પ્રાણુ છે, માટે જીવિતપણુ કહીએ

૯ અલ્પબહુત્વદ્વાર-સર્વથી થોડા નપુસકસિદ્ધથાય જન્મનપુસકને તો ચારિત્ર પ્રાપ્ત ન થાય, પણ પાછળથી કૃત્રિમ નપુસક થયા હોય, તેઉત્કૃષ્ટ એક સમયમા દસ મોક્ષે જાય, તેનાથી સ્ત્રી એક સમયમા વીસ મોક્ષે જાય, પુરૂષ ઉત્કૃષ્ટા એક સમયમા એકસો આઠ મોક્ષે જાય

## મોક્ષ કયારે થાય ?

જીવાદિક નવ પદાર્થને જે પ્રાણી જાણે, તેને સમ્યકૃત્વ હોય 'સર્વજ્ઞ ભગવતોએ જે કહેલુ છે, તે તેમજ છે, કશો પણ ફેરફાર ન હોય,' એવી સદ્દહણા જે જીવ રાખે છે તેને સમ્યકૃત્વ નિયમા હોય છે

આ જીવે અનંતા પુદ્ગલપરાવર્તનો સંસારના પરિભ્રમણમાં કાઢયા; પણ જયાં સુધી સમ્યકત્વરૂપી એકડો ન થાય, ત્યાં સુધી એકડા વિનાના મીંડાની માફક ભવભ્રમણ નિરર્થક ગયું; કારણ કે સમ્યકત્વ ફરસ્યા પછીજ, ભવ ગણતરીમાં આવે છે. એક અંતર્મુહૂર્ત એટલે નવ સમયથી બે ઘડીમાં એક સમય ઓછો, એ અંતર્મુહૂર્ત–એટલો કાળ સમ્યક્ત્વની ફરસના થાય, તો તેનો વધારેમાં વધારે સંસાર અર્ધપુદ્ગલપરાવર્ત કાળ બાકી જાણવો, પણ તે પ્રચુર આશાતનાવંતના માટે એટલો કાળ જાણવો. બાકી તો શુદ્ધ સમ્યકત્વ પામનાર કોઇક તે જ ભવમાં, ત્રીજા ભવે, સાતમે કે આઠમે ભવે પણ સિદ્ધિપદને પામે.

# પ્રકરણ ૮ મું

## સમ્યક્ત્વ

### ઔપશમિક સમ્યક્ત્વ

**યથાપ્રવૃત્તિકરણ**—મિથ્યાત્વમોહનીય આદિ કર્મોના અંગે જીવ અનંતા પુદ્ગલપરાવર્ત કાળ પર્યંત સૂક્ષ્મ નિગોદ (અવ્યવહારરાશી) માં અનેક પ્રકારના દુઃખ સહન કરતા કરતા વ્યવહારરાશીમાં આવેલ જીવને, ભવપરિણતિ પરિપકવતાને અંગે આયુષ્ય કર્મ વિના સાત કર્મોની સ્થિતિ અન્ત-કોડાકોડી સાગરોપમ, એટલે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઓછો એક કોડાકોડી સાગરોપમ સ્થિતિ બાકી રહે, ત્યાર ગ્રંથિ (રાગદ્વેષની નિબિડ ગાંઠ) નજીક આવે છે, તેને **યથાપ્રવૃત્તિ કરણ** કહે છે

અહીં સુધી **ભવ્ય** અને **અભવ્ય** બંને જીવો આવે છે, પણ અભવ્યોને આગળ જવાની યોગ્યતા નહીં હોવાથી અહીંથી જ પાછા ભવભ્રમણમાં જાય છે અને **ભવ્યો** પણ પરિમિત સંસાર વિનાના પણ ગ્રન્થિ પાસે આવીને પાછા જાય છે જે ભવ્ય જીવો લઘુ સંસારી છે, તે **અપૂર્વકરણ** રૂપ અધ્યવસાયની સહાયતાથી ગ્રન્થિનો ભેદ કરે છે આ

અપૂર્વકરણ પર્યાપ્તા સંજ્ઞી પંચેન્દ્રિય ભવ્ય જીવો જ કરી શકે છે.

**અનિવૃત્તિકરણ**–આ કરણ સમ્યકત્વ સંપાદિત કરાવ્યા વિના નિવૃત્ત થતું નથી. આ કરણરૂપ વિશુદ્ધ પરિણામની મદદથી મોહનીય કર્મના દલિકો, જે અંતઃ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાલાના બે વિભાગો પાડવા. તેમાંનો એક ભાગ અંતર્મુહૂર્ત ભોગવાઈ–વેદાઈ ખપી જાય તેવો બનાવવો, બીજા ભાગને અસલ સ્થિતિમાં રહેવા દેવો. તે બે પ્રકારના પુંજની અંદર અંતર પાડવું. તેને **અંતરકરણ** કહે છે. આ પ્રમાણે પ્રથમના દલિકોને જ્યારે સંપૂર્ણ અનુભવી રહે છે, બીજી સ્થિતિના દલિકોને ભારેલા અગ્નિ જેમ ઉદયમાં-ન આવે, અંતર્મુહૂર્ત સુધી ભોગવવા ન પડે, તેમ દબાવી રાખે, ત્યારે **ઔપશમિક સમ્યક્ત્વ** અંતર્મુહૂર્તની સ્થિતિવાળું પ્રાપ્ત થાય છે. આ સમ્યક્ત્વ દરમિયાન ચાર અનંતાનુબંધી કષાયો, સમકિતમોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વ મોહનીય આ સાત પ્રકૃતિને **પ્રદેશોદય** કે **રસોદય** હોતો નથી. એ હેતુથી **આત્મિક સમ્યક્ત્વ** કહેવામાં આવે છે અન્તર કરણમાં પ્રવેશ થતાં જ જીવ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે અને પુંજત્રિક કરે છે. મિથ્યાત્વના દલિકો ગુણસંક્રમવડે સમ્યક્ત્વ અને મિશ્રમાં સંક્રમાવે છે, એટલે પ્રથમ સમયે અલ્પ દલિકો સમ્યકત્વમાં, એથી અનંતગુણા મિશ્રમાં પ્રક્ષેપે છે. બીજા સમયે અસંખ્યગુણા સમ્યક્ત્વમાં એથી અસંખ્યગુણા મિશ્રમાં પ્રક્ષેપે છે. આ પ્રમાણે સમયે સમયે છેક અંતર્મુહૂર્ત સુધી ગુણસંક્રમ પ્રવર્તે છે. આ પ્રમાણે

અંતરકરણના પ્રવેશસમયથી અન્તર્મુહૂર્ત સુધી જીવ ઓપશમિક સમ્યગ્દૃષ્ટિ રહે છે

ક્ષાયોપશમિક સમ્યકત્વ—

અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ પ્રથમ યથાપ્રવૃત્તિકરણ ગ્રન્થિની નજીક આવે છે ત્યારપછી અપૂર્વકરણની મદદથી ગ્રન્થિનો ભેદ કરે છે ને એ જ કરણને લઈને મિથ્યાત્વમોહનીયના ત્રણ પુંજો કરે છે ત્યારબાદ અનિવૃત્તિકરણની મદદથી ત્રણ પુંજમાથી શુદ્ધ પુંજનો અનુભવ કરે, તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કહેવાય છે આની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટી ૬૬ સાગરોપમથી કંઈક અધિક હોય છે

ક્ષાયિક સમ્યક્ત્વ-અનંતાનુબંધી ચાર કષાયોને, સમકિત, મિશ્ર ને મિથ્યાત્વ મોહનીયની ત્રણ-તે સાતે પ્રકૃતિનો મૂળથી ક્ષય થતા ક્ષાયિક સમ્યક્ત્વ થાય છે તે આત્માના મિત્રી માફક મુક્તિમા પણ સાથે જાય છે પરભવના આયુષ્યનો બંધ ન કર્યો હોય તો તે જ ભવમા મુક્તિ પહોચાડે છે ઉત્કૃષ્ટ ત્રીજે, ચોથે કે પાંચમે ભવે મોક્ષ પામે છે

સાસ્વાદન સમ્યક્ત્વ-ઓપશમિક સમ્યક્ત્વથી પડતાં મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે જતા આ ઉદ્ભવે છે જેમ ખાતી ખાનુ પાખા પછી ઉલટી થાય, પણ તેનો સ્વાદ રહી જાય, તને સાસ્વાદન કહે છે તેનો કાળ છ આવલિકાનો છે

વેદક સમ્યકત્વ-સાત પ્રકૃતિનો ક્ષય કરતાં છેલ્લી સમકિત મોહનીયના છેલ્લા પુદ્ગલનો ક્ષય બાકી રહે, તે

દેવના સુખને દુખરૂપ માને, ૩ નિર્વેદ–ભવવૈરાગ્ય, ચાર ગતિની કેદમાંથી ક્યારે છૂટું ? ૪ અનુકંપા–દુઃખી પ્રાણીની દયા કરવી, ૫ આસ્તિક્ય–સર્વજ્ઞપ્રરૂપિત ધર્મ બરાબરજ છે.

૬ જયણા–૧ પરતીર્થાદિકને વિષે વંદન કરવું નહિ, ૨ પરતીર્થાદિકને નમસ્કાર કરવા નહી ૩ મિથ્યાત્વી આદિને સુપાત્ર તરીકે દાન ન આપવું ૪ મિથ્યાત્વી સાથે વારંવાર અનુપ્રદાન ૫ મિથ્યાત્વી સાથે થોડું બોલવું ૬ મિથ્યાત્વ સાથે વારંવાર બોલવું તે સંલાપ.

૬ અભિયોગ–૧ રાજાભિયોગ–રાજાના આદેશથી, ૨ ગણાભિયોગ–સ્વજન પ્રમુખની જબરાઇથી, ૩ બલાભિયોગ–પરાક્રમીના કુશાસનને તાબે થવું, ૪ દેવાભિયોગ–કુળદેવી વિગેરેને તાબે થવું, ૫ કાન્તાવૃત્તિ–આજીવિકા અંગે મિથ્યાત્વનું સેવન, ૬ માતાપિતાદિ ગૃહસ્થ ગુરુ વિગેરેના કદાગ્રહથી.

૬ ભાવના—૧ ધર્મનું મૂળ, ૨ ધર્મનું દ્વાર, ૩ ધર્મની-પીઠ, ૪ ધર્મનો આધાર, ૫ ધર્મનુ ભાજન, ૬ ધર્મનું નિધાન, દરેક સમ્યક્ત્વ જ છે.

૬ સ્થાનક–૧ ચેતનાલક્ષણયુક્ત જીવ નિત્ય ને પુદ્‌ગલથી જુદો છે.

૨ જીવ નિત્ય છે, પરલોક છે, બાલક સ્તનપાન અનુભવથી કરે છે. દેવ, મનુષ્ય, નરકાદિક વિગેરે તેના અનિત્ય પર્યાયો છે,

૩ જીવ કર્મનો કર્તા છે, કુંભાર જેમ દંડાદિકથી ઘટ બનાવે છે.

૪ જીવ પુણ્ય અને પાપના ફળનો ભોક્તા છે
૫ જીવને મોક્ષ છે, અચલ અનત સુખનો વાસી છે
૬ મોક્ષ મેળવવા માટે જ્ઞાન, સયમ ક્રિયા વિગેરે
ઉપાયો છે

ઉપર મુજબ સમકિતના ૬૭ ભેદ છે

## પુદ્ગલપરાવર્ત

અનત ઉત્સર્પિણિ અવસર્પિણિ કાળે એક પુદ્ગલ-પરાવર્ત થાય તેના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એવા ચાર ભેદો પડે છે

૧ દ્રવ્યપુદ્ગલ–પરમાણુના સ્કધને વર્ગણા કહે છે, તેના સાત ભેદ છે–ઔદારિક, વૈક્રિય, તૈજસ, કાર્મણ, એ ચાર શરીર, તથા ભાષા, શ્વાસોશ્વાસ અને મન–એ સાત વર્ગણાઓ છે ચૌદરાજમા રહેલ પુદ્ગલો દરેક ઉપરની વર્ગણારૂપે ગ્રહણ કરી, છોડી દેવા, એવી રીતે બધા પુદ્ગલોને બધી વર્ગણારૂપે ગ્રહણ કરી છોડી દેતા જે કાળ જાય, તે બાદર દ્રવ્ય પુદ્ગલપરાવર્ત કહેવાય સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલ તે જીવ ક્રમવાર દરેક વર્ગણાના પુદ્ગલો ગ્રહણ કરે તે જેમ કે–ઔદારિક વર્ગણાના પુદ્ગલોને ભોગવીને તજી દેતો હોય, ત્યારે વચમા બીજા પુદ્ગલો ગ્રહણ કરે, તે ગણાય નહી દરેક ક્રમપૂર્વક વર્ગણાના પુદ્ગલો ભોગવી છોડી દેવા, તે સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલ-પરાવર્ત

૨ ક્ષેત્રપુદ્ગલ-લોકવ્યાપી આકાશમાં દરેક પ્રદેશે
મરણ કરવું, તેને બાદર ક્ષેત્રપુદ્ગલ કહેવાય.
સૂક્ષ્મ ક્ષેત્રની અંદર જે પ્રદેશે મરણ થયું, તેની નજી-
કમાં મરણ થાય તો ગણાય, બીજે મરણ પામે તે ગણાય
નહીં. તેમ ક્રમ વાર દરેક આકાશ પ્રદેશે મરણ પામે
તે સૂક્ષ્મ ક્ષેત્રપુદ્ગલપરાવર્ત કહેવાય.

૩ કાળ પુદ્ગલ—અવસર્પિણિ કે ઉત્સર્પિણિના
જેટલા સમયો છે, તે દરેક સમયે મરણ થાય, તે બાદર
કાળ પુદ્ગલ. સૂક્ષ્મમાં જે અવસર્પિણિના સમયે મરણ
થયું ને બીજી અવસર્પિણીના બીજા સમયે મરણ થાય,
તે ગણતરીમાં આવે. બાકીના ગણાય નહી. તો ક્રમવાર
બધા સમયોમાં મરણ થાય તે સૂક્ષ્મ કાળપુદ્ગલપરાવર્ત.

૪ ભાવ પુદ્ગલ—અસંખ્યા લોકાકાશ પ્રદેશ જેટલા
અધ્યવસાયના સ્થાનો છે. મંદતા તીવ્રતાની અપેક્ષાએ
તરતમતા છે. તે સમસ્ત અધ્યવસાયોપૂર્વક મરણમાં
કાળ જાય, તે બાદર ભાવ પુદ્ગલ પરાવર્ત. સૂક્ષ્મમાં
ક્રમવાર અધ્યવસાયમાં મરણ પામતા ક્રમથી બધા અધ્ય-
વસાયોપૂર્વક મરણ થવામાં જે કાળ જાય, તે સૂક્ષ્મ ભાવ
પુદ્ગલપરાવર્ત કહેવાય.

# પ્રકરણ ૯ મું

## દંડકનું સંક્ષિપ્ત વિવરણ

### ચોવીસ દંડકના નામ

પૃથ્વીકાય, અપૂકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, મનુષ્ય, તિર્યંચ, નારકી, ભવનપતિના દસ, વ્યન્તર, જ્યોતિષ, વમાનિક મળી ચોવીસ થયા

### ચોવીસ દ્વાર

૧ શરીર—ઔદારિક, વૈક્રિય, આહારક, તેજસ, કાર્મણ

૨ અવગાહના--શરીરની ઊંચાઇ

૩ સંઘયણ—વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધ નારાચ, કીલિકા, સેવાર્ત

૪ સંજ્ઞા—આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, કામ, ક્રોધ, માન, માયા, લોભ, શોક

૫ સંસ્થાન—સમચતુરસ, ન્યગ્રોધપરિમંડલ, સાદિ, વામન કુબ્જ, હુંડક

૬ કષાય—ક્રોધ, માન, માયા, લોભ.

૭ લેશ્યા—કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ, શુકલ.

૮ ઇંદ્રિય--શરીર, જીભ, નાસિકા, આંખ, કાન.

૯ સમુદ્ઘાત--વેદના, કષાય, મરણ, વૈક્રિય, તજસ, આહારક, કેવલી.

૧૦ દૃષ્ટિ--સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ, મિશ્રદૃષ્ટિ.

૧૧ દર્શન--ચક્ષુ, અચક્ષુ, અવધિ, કેવળ.

૧૨ જ્ઞાન—મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ, કેવળ. અજ્ઞાન-મતિ અજ્ઞાન, શ્રત અજ્ઞાન, વિભંગ જ્ઞાન.

૧૩ યોગ—સત્ય મન, સત્ય વચન, અસત્ય મન, અસત્ય વચન. સત્યાસત્ય મન, સત્યાસત્ય વચન. અસત્યામૃષા મન, અસત્યામૃષા વચન, ઔદારિક કાયયોગ, ઔદારિક મિશ્રકાયયોગ. તેજસ કાર્મણ કાયયોગ, વૈક્રિય કાયયોગ, વકિય મિશ્ર કાયયોગ, આહારક કાયયોગ, આહારક મિશ્ર કાયયોગ.

૧૪ ઉપયોગ--પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ચાર દર્શન.

૧૫ ઉપપાત--પ્રત્યેક દંડકમાં એક સમયે કેટલા જીવ ઉપજે ?

૧૬ ચ્યવન—પ્રત્યેક દંડકમાંથી એક સમયે કેટલા જીવ ચ્યવે ?

૧૭ સ્થિતિ--દરેક દંડકમાં આયુષ્ય કેટલું ?

૧૮ પર્યાપ્તિ--આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા, મન.

૧૯ આહાર—ઓજાહાર, લોમાહાર, કવલાહાર.

૨૦ સંજ્ઞા--૧ દીર્ઘકાલિકી સંજ્ઞા-જે ઘણા કાલની વાત જાણે, ૨ હેતુવાદોપદેશિકી-ઇષ્ટમા પ્રવર્તે અને અનિષ્ટનો ત્યાગ ૩ દષ્ટિવાદોપદેશિકી-દ્વાદશાંગી ભણનાર સમ્યગ્દષ્ટિને હોય

૨૧ ગતિ-કઈ કઇ ગતિમા ભવાંતરમાં જવુ ?

૨૨ આગતિ--ભવાંતરથી કઇ કઇ ગતિમા ઉપજવુ ?

૨૩ વેદ--સ્ત્રી, પુરૂષ, નપુંસક

૨૪ અલ્પબહુત્વ--કયા જીવ સહુથી થોડા, તેના ક્રમે કરી કોણ કોણ અધિક ?

### સ્પષ્ટીકરણ

આ ચોવીસે દ્વારનુ સ્પષ્ટીકરણ જોઈએ

૧ શરીર દ્વાર-મનુષ્યને પાંચે હોય, ગર્ભજ તિર્યંચ અને વાઉકાયને આહારક વિના ચાર હોય દેવતાના ૧૩ દંડકે વૈક્રિય તૈજસ અને કાર્મણ હોય ચાર થાવર, વિગલેંદ્રિય, સમૂર્છિમ મનુષ્ય અને તિર્યંચ ને ઔદારિક, તૈજસ અને કાર્મણ હોય

૨ અવગાહના દ્વાર—શરીરનુ પ્રમાણ અગાઉ જણાવેલ છે વિશેષમા વૈક્રિય શરીર આરંભતી વખતે પ્રથમ સમયમા અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલુ હોય, પછી ઉત્કૃષ્ટ દેવતા એક લાખ જોજનનુ વિકુર્વે મનુષ્ય લાખ જોજનથી અધિક ચાર આગલ, તિર્યંચો નવસો ચોજન, નારકી પોતાના શરીરથી બેગુણુ તેની સ્થિતિ નારકીમા એક અંતર્મુહૂર્ત, તિર્યંચ અને મનુષ્ય ચાર મુહૂર્ત, દેવતામા ૫ંદર દિવસ-એટલો ઉત્કૃષ્ટ કાળ જાણવો દેવ અને નાર

કીને ભવપ્રત્યયિક શરીર છે. મનુષ્ય તિર્યંચને લબ્ધિ-પ્રત્યયિક વૈક્રિય શરીર છે.

૩ **સંઘયણ દ્વાર**—પાંચ થાવર, દેવતાના ૧૩ અને નારકી મળી ૧૯ દંડકના જીવો સંઘયણ રહિત છે. વિકલેંદ્રિય ત્રણ દંડકે સેવાર્ત સંઘયણ અને ગર્ભજ મનુષ્ય તિર્યંચને છએ સંઘયણ હોય. પહેલી સંઘયણવાળા મોક્ષ સુધી જાય. બીજી સંઘયણવાળા ૧૨ મા દેવલોક સુધી, ત્રીજી સંઘયણવાળા દસમા દેવલોક સુધી, ચોથી સંઘયણવાળા આઠમા દેવલોક સુધી, પાંચમી સંઘયણવાળા છઠ્ઠા દેવલોક સુધી અને છઠી સંઘયણવાળા ચોથા દેવલોક સુધી જાય.

૪ **સંજ્ઞા દ્વાર**—ચોવીસ દંડકના વિષે પૂર્વે કહેલી બધી સંજ્ઞા હોય.

૫ **સંસ્થાન દ્વાર**—દેવતાના ૧૩ દંડકે સમચતુરસ્ત્ર સંસ્થાન હોય. મનુષ્ય તિર્યંચને છએ સંસ્થાન હોય, વિકલેંદ્રિયને ત્રણ ને નારકીને ચાર દંડકે હુંડક સંસ્થાન હોય. પૃથ્વીકાય મસૂર દાલના આકારે, અપ્કાય પરપોટા જેવા, તેઉકાય સોયના આકારે, વાઉકાય ધ્વજાના આકારે, વનસ્પતિકાયમાં ઘણા પ્રકારના આકાર હોય.

૬ **કષાય દ્વાર**—ચોવીસે દંડકના જીવો ક્રોધ, માન, માયા, લોભ યુક્ત હોય.

૭ **લેશ્યા દ્વાર**—ગર્ભજ તિર્યંચ મનુષ્યના વિષે છએ લેશ્યા હોય. નારકી, તેઉકાય, વાઉકાય, વિકલેંદ્રિય તે છ

દંડકના વિષે કૃષ્ણ, નીલ, કાપોત લેશ્યા હોય પહેલી બીજી નારકીમા કાપોત લેશ્યા, ત્રીજીમાં કાપોત ને નીલ લેશ્યા, ચોથીમા નીલ લેશ્યા, પાચમીમા નીલ ને કૃષ્ણ લેશ્યા, છઠી ને સાતમીમા કૃષ્ણ લેશ્યા, જ્યોતિષ અને પહેલા બીજા દેવલોકમા તેજો, લેશ્યા ત્રીજાથી પાચમા દેવલોક સુધી પદ્મ લેશ્યા, ઉપરના દેવલોકમા શુકલ લેશ્યા હોય, ભવનપતિ, દસ વ્યતર પૃથ્વીકાય અપ્કાય વનસ્પતિકાય એ ચૌદ દંડકોમા કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો એ ચારે લેશ્યા હોય પરમા ધામી કૃષ્ણ લેશ્યાવાળા હોય

૮ ઇંદ્રિય દ્વાર--પાચ સ્થાવરને સ્પર્શેન્દ્રિય, બેઇન્દ્રિયને શરીર અને જીભ, તેઇન્દ્રિયને શરીર, જીભ, નાક ચૌરિન્દ્રયને શરીર, જીભ, નાક ને આખ હોય અને બાકીના દંડકના જીવો પાચ ઇન્દ્રિયવાળા છે

૯ સમુદ્દઘાત દ્વાર--એટલે એકાગ્રતા-પ્રબળતાથી કર્મનો ઘાત કરવો ગર્ભજ મનુષ્યને સાતે હોય ગર્ભજ તિર્યંચ અને દેવતાના તેર દંડકે વેદના, કષાય, મરણ, વૈક્રિય ને તૈજસ પાચ હોય નારકી અને વાઉકાયને વેદના, કષાય, મરણ અને વૈક્રિય એ ચાર હોય વાઉકાયને છોડી બાકીના ચાર સ્થાવર અને વિકલેન્દ્રિય ત્રણ એ સાત દંડકે વેદના, કષાય ને મરણ હોય આહારકસમુદ્દઘાત એક ભવમા બે વાર, આખા સસારમા ચાર વાર ને કેવલીને એક વાર હોય

૧૦ દૃષ્ટિ દ્વાર--વિકલેદ્રિયના ત્રણ દંડકે મિથ્યાદષ્ટિ ને સમ્યગ્દષ્ટિ હોય અપર્યાપ્ત અવસ્થાયે કેટલાક વિકલેદ્રિય સમકિતી હોય પાચ થાવર ને સમૂર્છિમ ને મિથ્યાદષ્ટિ

૧૭ આયુદ્વાર

| | જઘન્ય | ઉત્કૃષ્ટ |
|---|---|---|
| અસુરકુમાર દક્ષિણઇંદ્ર | .... | ૧ સાગરોપમ |
| ,, દેવો | ૧૦૦૦૦ | ,, |
| ,, દેવી | ,, | ૩॥ પલ્યોપમ |
| ,, ઉત્તરના ઇંદ્ર | .... | ૧ સાગરોપમ અધિક |
| ,, દેવો | ૧૦૦૦૦ | ,, |
| ,, દેવી | ,, | ૪॥ પલ્યોપમ |
| દક્ષિણ નવનિકાય ઇંદ્ર | .... | ૧॥ પલ્યોપમ |
| ,, દેવો | ૧૦૦૦૦ | ૧॥ ,, |
| ,, દેવી | ,, | ૦॥ ,, |
| ઉત્તરના ઇંદ્રો | .... | ૨ પલ્યો. કાંઇ ન્યૂન |
| ,, દેવો | ૧૦૦૦૦ | ,, |
| ,, દેવી | ,, | ૧ ,, |
| વ્યંતર દેવોનું | ,, | ૧ ,, |
| ,, દેવી | ,, | ૦॥ ,, |
| ચંદ્રના ઇંદ્રનુ | .... | ૧ ,, ૧ લાખ |
| ,, દેવોનું | ૦। પલ્યોપમ | ,, |
| ,, દેવીનું | ,, | ચંદ્રથી અર્ધું |
| સૂર્યના ઇંદ્રનું | .... | ૧ પલ્યો. ૧ હજાર |
| ,, દેવો | ૦। પલ્યોપમ | ,, |
| ,, દેવી | ,, | સૂર્યથી અર્ધું |

| | જઘન્ય | ઉત્કૃષ્ટ |
|---|---|---|
| ગ્રહનક્ષત્રદેવો | ૦। પલ્યોપમ | ૦॥ પલ્યોપમ |
| ,, દેવી | ,, | ૦। ,, |

| | | |
|---|---|---|
| તારાના દેવો | પલ્યોપમનો આઠમો ભાગ | ol અધિક |
| ,, દેવી | ,, | ઉપરથી અર્ધું |
| નીચે કિલ્બિષિયા | ૧ પલ્યોપમ | ૩ પલ્યોપમ |
| સૌધર્મ ઇંદ્ર | — | ૨ સાગરોપમ |
| ,, દેવ | ૧ પલ્યોપલ | ,, |
| ,, પરિગૃહિતાદેવી | ,, | ૭ પલ્યોપમ |
| ,, અપરિગૃહિતાદેવી | ,, | ૫૦ ,, |
| ઈશાનના ઇંદ્ર | — | ૨ સાગરોપમ અધિક |
| ,, દેવ | ૧ પલ્યોપમઅધિક | ,, |
| ,, પરિ દેવી | ,, | ૯ પલ્યોપમ |
| ,, અપરિ દેવી | ,, | ૫૫ ,, |
| મધ્યકિલ્બિષિયા | ૨ સાગરોપમ | ૩ સાગરોપન |
| સનતકુમાર | ,, | ૭ , |
| માહેન્દ્ર | ,, અધિક | ૭ સાગરોપમ અધિક |
| બ્રહ્મ દેવલોક | ૭ સીગરોપમ | ૧૦ સાગરોપમ |
| નવ લોકાન્તિક | ૮ ,, | ૮ ,, |
| ઊર્ધ્વ કિલ્વિષિયા | ૧૦ ,, | ૧૩ ,, |
| લાતક | ૧૦ ,, | ૧૪ ,, |
| મહાશુક્ર | ૧૪ ,, | ૧૭ , |
| સહસ્રાર | ૧૭ ,, | ૧૮ , |
| આનત | ૧૮ સાગરોપમ | ૧૯ સાગરોપમ |
| પ્રાણત | ૧૯ ,, | ૨૦ ,, |
| આરણ | ૨૦ ,, | ૨૧ ,, |
| અચ્યુત | ૨૧ ,, | ૨૨ ,, |
| પહેલા ગ્રૈવેયક | ૨૨ ,, | ૨૩ ,, |

| | | |
|---|---|---|
| બીજા ,, | ૨૩ સાગરોપમ | ૨૪ સાગરોપમ |
| ત્રીજા ,, | ૨૪ ,, | ૨૫ ,, |
| ચોથા ,, | ૨૫ ,, | ૨૬ ,, |
| પાંચમા ગ્રૈવેયક | ૨૬ સાગરોપમ | ૨૭ સાગરોપમ |
| છઠ્ઠા ,, | ૨૭ ,, | ૨૮ ,, |
| સાતમા ,, | ૨૮ ,, | ૨૯ ,, |
| આઠમા ,, | ૨૯ ,, | ૩૦ ,, |
| નવમા ,, | ૩૦ ,, | ૩૧ ,, |
| ચાર અનુત્તર | ૩૨ ,, | ૩૩ ,, |
| સર્વાર્થસિદ્ધ | — | ૩૩ ,, |

નારકીમાં પહેલામાં જઘન્ય સ્થિતિ દસ હજાર વર્ષની છે, ઉત્કૃષ્ટ ક્રમવાર ૧-૩-૭-૧૦-૧૭-૨૨-૩૩ સાગરોપમની છે. બીજી નારકીથી જઘન્ય પ્રથમના ઉત્કૃષ્ટા જેટલી જાણવી, પાંચ થાવર, વિકલેંદ્રિય, તિર્યંચ અને મનુષ્યની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રથમ લખવામાં આવી છે.

**૧૮ પર્યાપ્તિદ્વાર**–દેવતાના ૧૩, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ સોળ દંડકના વિષે છએ પર્યાપ્તિ હોય. વિકલેંદ્રિયને મનને છોડી પાંચ હોય. પાંચ થાવરના વિષે ભાષા અને મનને છોડી ચાર હોય.

**૧૯ આહારદ્વાર**–અપર્યાપ્તમાં આહાર લે, તે **ઓજાહાર**. ઇંદ્રિયદ્વારા ફરસે તે **લોમાહાર**, કવળપ્રક્ષેપ તે **કવળાહાર**, સર્વ જીવોને છ દિશિનો આહાર હોય, પણ લોકના અંતે રહેલા પાંચ સૂક્ષ્મ સ્થાવર ત્રણ,, ચાર કે પાંચ દિશિનો આહાર લે છે.

અપર્યાપ્તમા બધા જીવો ઓજાહાર લે તેથી બધા જીવોને ઓજાહાર હોય દેવતા, નારકી અને પાચ સ્થાવરને ઓજાહાર ને લોમાહાર હોય વિકલેદ્રિય, મનુષ્ય ને તિર્યંચને ઓજાહાર, લોમાહાર ને કવલાહાર હોય

૨૦ સજ્ઞાદ્વાર–દેવતા, નારકી, તિર્યંચ–એ પદર દડકે દીર્ઘકાલિકી સજ્ઞા હોય વિગલેદ્રિયને હિતોપદેશિકી હોય ( ભાવમન છે માટે ) મનુષ્યને ત્રણે સજ્ઞા હોય પાચ સ્થાવરો સજ્ઞા રહિત છે

૨૧–૨૨ ગતિ–આગતિદ્વાર–દેવતાની ગતિ–ભવનપતિ વ્યતર જ્યોતિષ અને પહેલા બીજા દેવલોકના દેવો સખ્યાતા આયુષ્યવાળા, લબ્ધિ પર્યાપ્ત ગર્ભજતિર્યંચ, મનુષ્ય, પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય–એ પાચસ્થાનોમા ઉત્પન્ન થાય છે ત્રીજાથી આઠમા સુધીના દેવો તિર્યંચ અને મનુષ્ય ગર્ભજમા ઉત્પન્ન થાય છે **નવમાથી બારમા સુધીના દેવો નવ ગ્રૈવેયક તથા અનુત્તરના દેવો ગર્ભજ મનુષ્યમા ઉત્પન્ન થાય દેવતાની** આગતિ–૧૦૧ પ્રકારના મનુષ્યો, પાચ જાતના સમૂર્છિમ તિર્યંચ જીવો, ભવનપતિ અને વ્યતરોમા આવે છે અતરદ્વીપ સિવાય ૪૫ ક્ષેત્રના મનુષ્યો અને પાચ જાતના ગર્ભજ તિર્યંચો એ ૫૦ જાતના જીવો જ્યોતિષને સૌધર્મકલ્પમા આવે છે

પાચ હેમવત અને પાચ અૈરણ્યવત, દસ પ્રકારના જીવો સિવાય ૪૦ જાતના ઈશાન કલ્પમા આવે છે પદર કર્મભૂમિના મનુષ્યો, ગર્ભજ પાચ જાતના તિર્યંચ, દેવકુરૂ ઉત્તરકુરૂના

યુગલિક મનુષ્ય અને તિર્યંચો-એ ત્રીશ પ્રકારના જીવો અધઃ કિલિબષિયામાં આવે છે. પંદર કર્મભૂમિના મનુષ્યો અને પાંચ પ્રકારના તિર્યંચો એ-વીસ પ્રકારના જીવો ત્રીજાથી આઠમા કલ્પ સુધી આવે છે. પંદર કર્મભૂમિના મનુષ્યો નવમા દેવલોકથી સર્વાર્થસિદ્ધ વિમાન સુધીના ૧૮ જાતિના દેવલોકમાં ઉપજે છે.

**નારકીની ગતિ**-નારકી મરીને પંદર કર્મભૂમિના ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચમાં ઉત્પન્ન થાય છે. સાતમી નારકીનો જીવ ગર્ભજ તિર્યંચ થાય, ને સમકિત પામે. છઠ્ઠીનો ગર્ભજતિર્યંચ તથા મનુષ્ય થાય. દેશવિરિત પામે, પાંચમીનો સર્વ રતિ પામે, ચોથીનો કેવળજ્ઞાન પામે, ત્રીજીનો તીર્થંકર થાય, વાસુદેવ બલદેવ ન થાય, બીજીનો વાસુદેવ બલદેવ થાય, ચક્રવર્તિ ન થાય, પહેલીનો સર્વ પદવી પામે.

**નારકીમાં આગતિ**—પંદર કર્મભૂમિના મનુષ્યો, પાંચ જાતના ગર્ભજ તિર્યંચ અને પાંચ સંમુચ્છિંમ તિર્યંચ એ ૨૫ પ્રકારના જીવો પહેલી નારકી સુધી જાય. કર્મભૂમિના મનુષ્યો તથા ગર્ભજ તિર્યંચ એ વીસ પ્રકારના જીવો બીજી નારકી સુધી જાય. મનુષ્યો તથા ભુજપરિસર્પ વિના ચાર પ્રકારના તિર્યંચો એ ૧૯ પ્રકારના જીવો ત્રીજી નારકી સુધી જાય. ખેચર તિર્યંચ સિવાય ૧૮ પ્રકારના જીવો ચોથી સુધી જાય. ઉરપરિસર્પ વિના ૧૭ પ્રકારના જીવો પાંચમી સુધી જાય. સ્થળચર વિના ૧૬ પ્રકારના જીવો છઠ્ઠી નારકી સુધી જાય. પંદર કર્મભૂમિના મનુષ્યો, તથા ગર્ભજ જળચર મનુષ્ય સ્ત્રી એ છઠ્ઠી

નારકી સુધી જાય ૧૬ પ્રકારના જીવો સાતમી નરક સુધી જાય

**પૃથ્વીકાય, અપ્‌કાય, વનસ્પતિકાયની ગતિ**—ત્રણ દંડકના જીવો, પાચ સ્થાવર, ત્રણ વિકલેદ્રિય, મનુષ્ય અને તિર્યંચ એ દસ દંડકે ઉપજે

**પૃથ્વી, અપ્‌, વનસ્પતિમા આગતિ**—નારકી વિના ત્રેવીસ દંડકના જીવો ત્રણમા ઉત્પન્ન થાય

**તેઉકાય, વાયુકાયની ગતિ**—પાચ સ્થાવર, ત્રણ વિકલેદ્રિય ને તિર્યંચ એ નવ દંડકમા ઉપજે

**તેઉકાય, વાયુકાયની આગતિ**—પાચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય, તિર્યંચ ને મનુષ્ય એ દસ દંડકના જીવો ઉત્પન્ન થાય

**તિર્યંચની ગતિ-આગતિ**—ગર્ભજ તિર્યંચ ચોવીસ દંડકમા ઉત્પન્ન થાય અને ૨૪ દંડકના જીવો તેમાં ઉત્પન્ન થાય

**મનુષ્યની ગતિ આગતિ**—મનુષ્યો ચોવીસ દંડકમા ઉત્પન્ન થાય

ત્રીસ અકર્મભૂમિ મનુષ્યો ભવનપતિ, વ્યતર, જ્યોતિષ અને પહેલા બીજા દેવલોકમા ઉપજે

૧૫ કર્મભૂમિના મનુષ્યો, ૫ ગર્ભજ તિર્યંચ મલી વીસ ભેદના આવે

**છપન્ન દ્વીપના મનુષ્યોની ગતિ**—ભવનપતિ ને વ્યતરમા ઉપજે

**છપન્ન દ્વીપના મનુષ્યોની આગતિ**—૧૫ કર્મભૂમિ

# પ્રકરણ ૧૦ મું

## કર્મબંધ

શ્રીમાન દેવેન્દ્રસૂરિ નામના પૂર્વાચાર્ય મહારાજે કર્મગ્રંથ ની રચના કરી છે એ કર્મગ્રંથના આધારે આ વિવરણ લખાય છે તેમાંનો પહેલો 'કર્મગ્રંથ' કર્મવિપાક નામનો છે આકાશપ્રદેશમા રહેલા કર્મવર્ગણાના પુદ્ગલો ચાર કારણોથી બંધાય છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ અને કર્મનો ક્ષય ત્રણ હેતુ વડે થાય છે

૧ તત્વશ્રદ્ધારૂપ સમ્યગ્દર્શનથી ૨ તત્ત્વજ્ઞાનનો પ્રકાશ થવાથી અને ૩ તત્ત્વ આચરણ એટલે ચરિત્ર અને તપદ્વારા થતી યોગશુદ્ધિવડે

બંધ—

કર્મનો બંધ ચાર પ્રકારે થાય છે —

૧ પ્રકૃતિ બંધ-કર્મનો સ્વભાવ તે

૨ સ્થિતિબંધ કર્મને સ્થિર રહેવાનુ કાળમાન

૩ રસબંધ-કર્મપુદ્ગલના શુભ અશુભ રસનુ મંદપણુ

૪ પ્રદેશબંધ-પુદ્ગલના દળિયાનુ માન

જૈનધર્મમાં કર્મના મુખ્ય ૮ ભેદો પાડવામાં આવ્યા છે તે આછેઃ-

૧ **જ્ઞાનાવરણીયકર્મ**-વિશેષાવબોધરૂપ જ્ઞાનનું આવરણ કરે તે.

૨. **દર્શનાવરણીયકર્મ**-સામાન્યાવબોધરૂપ દર્શન એટલે ઇંદ્રિયના વિષયને આવરે તે.

૩ **વેદનીય કર્મ**-શાતા-અશાતા પણે વેદવું ભોગવવું પડે તે.

૪ **મોહનીય કર્મ**-સમ્યક્ત્વ ચારિત્ર થકી મુંઝવે-વિકળ કરે તે.

૫ **આયુઃકર્મ**-અન્ય ભવાંતરને પમાડે તે.

૬ **નામકર્મ**-ગતિ, જાતિ આદિ પર્યાયોને શુભાશુભ-પણે પમાડે તે.

૭ **ગોત્રકર્મ**—ઉંચ-નીચપણે વ્યવહાર કરીએ તે.

૮ **અંતરાય કર્મ**-દાનાદિક લબ્ધિનો અંતરાય કરે તે. એનાથી વંચિત રાખે તે.

## જ્ઞાનાવરણીય કર્મ

આ જ્ઞાનના મુખ્ય પાંચ ભેદ છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન.

૧ **મતિજ્ઞાન**—ઇંદ્રિય અને મનવડે જણાય તે મતિજ્ઞાન. આ મતિજ્ઞાન શ્રુતનિશ્રિત અને અશ્રુતનિશ્રિત એમ બેપ્રકારે છે. એમાં શ્રુતનિશ્રિતના ૨૮ ભેદ છે.

**વ્યંજનાવગ્રહ**—ઇંદ્રિયનું વિષયપ્રાપ્ત પદાર્થનું અવ્યક્તપણે જાણવું, તે અતિ અવ્યક્ત જ્ઞાન, તે **વ્યંજનાવગ્રહ**. તે ચાર ભેદે હોય, અર્થાત્ મનઅને ચક્ષુ એ બેને છોડી બાકીની ચાર ઇંદ્રિયનો વ્યંજનાવગ્રહ હોય, કારણ કે મન અને ચક્ષુનો વિષય તો અપ્રાપ્તકારી હોય છે.

અર્થાવગ્રહ-ઇંદ્રિયનુ વિષયપ્રાપ્ત પદાર્થનુ સામાન્યપણે જાણુવુ

ઇહા-એ શુ હશે ? એવુ વિચારવુ તે

અપાય-તેનુ નિર્ધારવુ તે

ધારણા-ધારી રાખવુ તે

આ ચાર કારણના-પાચ ઇંદ્રિય ને છઠુ મન-એમ છ છ ભેદ થાય એટલે ચારના ચોવીસ ભેદ થયા તેમા વ્યજનાવ ગ્રહના ચાર ભેદ મળતાં ૨૮ ભેદ મતિજ્ઞાનના થાય છે આ ૨૮ ભેદ શ્રુનિશ્રિત મતિજ્ઞાનના થાય છે

અશ્રતનિશ્રિતના ૪ ભેદે બુદ્ધિ ઉત્પન્ન થાય ઔત્પાતિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી

આગમ અને ઉપદેશથી ઉત્પન્ન થાય તે શ્રુતનિશ્રિત અને સ્વાભાવિક ક્ષયોપશમથી ઉત્પન્ન થાય તે અશ્રુત નિશ્રિત કહેવાય

મતિજ્ઞાની સર્વ દ્રવ્યોને જાણે, પણ દેખે નહી ક્ષેત્રથી લોકાલોક જાણે, પણ દેખે નહી ભાવથી સર્વભાવને જાણે, પણ દેખે નહી

જાતિસ્મરણ જ્ઞાન તે પૂર્વના ભવને યાદ કરવા, દેખવા તે આ જ્ઞાનવાળો પોતાના પૂર્વભવ એક, બે, ત્રણ એમ નવ ભવો દેખી શકે છે

૨ શ્રુતજ્ઞાન

આ શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ તથા વીશ ભેદ પણ છે

૧ અક્ષરશ્રુત--અક્ષરો વાચવાથી જ્ઞાન થાય તે

૧૭ **વસ્તુશ્રુત**-પૂર્વાન્તર્વર્તિ અધિકાર તે.

૧૮ **વસ્તુસમાસશ્રુત**-બે ત્રણનું જ્ઞાન તે.

૧૯ **પૂર્વશ્રુત**-ઉત્પાદપૂર્વાદિક એક પૂર્વનું જ્ઞાન તે.

૨૦ **પૂર્વસમાસશ્રુત**-બે ત્રણ કે સંપૂર્ણ ચૌદ પૂર્વનું જ્ઞાન તે.

શ્રુતજ્ઞાની દ્રવ્યથી સર્વ દ્રવ્ય જાણે, દેખે. ક્ષેત્રથી લોકાલોક જાણે, દેખે. કાળથી સર્વકાળ જાણે, દેખે ભાવથી સર્વ ભાવ જાણે, દેખે. તે માટેજ સંપૂર્ણ શ્રુતજ્ઞાનીને **શ્રુત-કેવળી** કહેલા છે.

**૩ અવધિજ્ઞાન.**

અવધિજ્ઞાનના બે ભેદ છેઃ-**ભવપ્રત્યયિક** તે દેવતા અને નારકને હોય.

**ગુણપ્રત્યયિક**-મનુષ્ય, તિર્યંચને હોય. તેના છ ભેદ છેઃ—

૧ **અનુગામી**-લોચનની સાથે આવે તે.

૨ **અનનુગામી**-જે ક્ષેત્રમાં ઉત્પન્ન થયું હોય ત્યાં જ પ્રકાશ પાડે; અન્યત્ર જાય નહી.

૩ **વર્ધમાન**—વધતું વધતું અલોકાકાશમાં લોકાકાશ જેવડા અસંખ્યાત ગોળાઓને પ્રકાશવાને સમર્થ થાય.

૪ **હીયમાન**-ક્ષણે ક્ષણે ઓછું થતુ જાય તે.

૫ **પ્રતિપાતિ**-જે ક્રમે કરી વધતું સંખ્યાતા અસંખ્યાતા યોજન પર્યંત છેક લોકાકાશ પર્યંત પ્રકાશ પાડીને પાછું પડે, સામટુ ચાલ્યું જાય તે.

૬ **અપ્રતિપાતિ**-જે જ્ઞાનથી સમગ્ર લોકને દેખીને અલોકાકાશના એક પ્રદેશને દેખે તેને **પરમાવધિ** કહે છે. આ જ્ઞાન પ્રાપ્ત થયા પછી અંતર્મુહૂર્તમા કેવળજ્ઞાન થાય છે.

વિભગજ્ઞાન—આ જ્ઞાન મિથ્યાત્વીને હોય છે તે મલિન છે ભાવથી અવળુ સવળુ જાણે, દેખે, પણ તે અવધિજ્ઞાનની જાતિ છે તેથી તેની ગણતરી ભેગી કરવામા આવે છે અવધિજ્ઞાની **દ્રવ્યથી** જઘન્યપણે અન તા રૂપી દ્રવ્ય જાણે, દેખે, ઉત્કૃષ્ટપણે સર્વે રૂપી દ્રવ્ય જાણે, દેખે, ક્ષેત્રથકી જઘન્યપણે અગુલનો અસખ્યાતમો ભાગ જાણે, દેખે, ઉત્કૃષ્ટથી અલોકના વિષે લોક જેવડા અસખ્યાત ખડુક જાણે, દેખે, કાળથી જઘન્યે આવલિકાનો અસખ્યાતમો ભાગ જાણે, દેખે, ઉત્કૃષ્ટથી અસખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી સુધી અતીત, અનાગત, કાળ જાણે, દેખે, ભાવથી જઘન્યે અન તા ભાવ જાણે, દેખે, ઉત્કૃષ્ટથી પણ અનતા ભાવ જાણે, દેખે, સર્વ ભાવનો અન તમો ભાગ જાણે, દેખે

૪ મન પર્યવજ્ઞાન

આ જ્ઞાની અઢી દ્વીપમા સજ્ઞીપચેદ્રિયજીવના મનોગત ભાવ જાણે તેના બે ભેદ છે —

૧ ઋજુમતિ—દ્રવ્યથી અન તાઅનત પ્રદેશી સ્કધ જાણે, દેખે, **ક્ષેત્રથી** નીચે રત્નપ્રભાના ક્ષુલ્લક પ્રતર સુધી જાણે, દેખે, ઉચે જ્યોતિષીના ઉપરતળા સુધી જાણે, દેખે, તીરછું અઢી દ્વીપમા જાણે, દેખે, કાળથી જઘન્ય પલ્યોપમનો અસખ્યાતમો ભાગ અતીત અનાગત કાળ જાણે દેખે ભાવથકી સર્વભાવનો અન તમો ભાગ જાણે, દેખે, વિશુદ્ધપણે સામાન્ય જાણે

૨ વિપુલમતિ—દ્રવ્યથી ઋજુમતિ કરતા વિશેષપણે વિશુદ્ધતર જાણે, દેખે, ક્ષેત્રથી અઢીઆગળ અધિક, કાળ ભાવથી અધિક જાણે, દેખે, ને તે ભવમા કેવળજ્ઞાનને પામે

૫ કેવળજ્ઞાન

આ કેવળજ્ઞાનનો તો માત્ર એક ભેદ છે. **દ્રવ્યથી** રૂપી અરૂપી સર્વ દ્રવ્ય દેખે, **ક્ષેત્રથી** લોક અલોક સર્વત્ર દેખે, **કાળથી** અતીત, અનાગત વર્તમાન કાળ સમકાળે જાણે દેખે, **ભાવથી** સર્વ જીવ અજીવના સર્વ ભાવ જાણે દેખે.

મતિજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ ૬૬ સાગરોપમ અધિક છે. શ્રુતજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશે ઊણા પૂર્વ ક્રોડ વર્ષની છે. અવધિજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ ૬૬ સાગરોપમ અધિક છે. મનઃપર્યવ જ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશે ઊણા પૂર્વ ક્રોડ વર્ષની છે. કેવળજ્ઞાનની જઘન્ય ઉત્કૃષ્ટ સ્થિતિ અનંત અક્ષય છે

## ૨ દર્શનાવરણીય કર્મ

આ દર્શનાવરણના નવ ભેદ છેઃ—

૧ ચક્ષુ દર્શન, ૨ અચક્ષુ દર્શન, ૩ અવધિ દર્શન, ૪ કેવળ દર્શન, ૫ નિદ્રા, ૬ નિદ્રાનિદ્રા, ૭ પ્રચલા, ૮ અચલાપ્રચલા, અને ૯ થીણદ્ધિ.

## ૩ વેદનીય કર્મ

આ વેદનીય કર્મના બે ભેદ છે—

શાતાવેદનીય અને અશાતાવેદનીય.

## ૪ મોહનીય કર્મ

આ મોહનીય કર્મના બે ભેદ છે—

૧ દર્શનમોહનીય, તેના ૩ ભેદઃ—સમ્યક્ત્વમોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય.

૨ ચારિત્ર મોહનીય-તેના ૨૫ ભેદ છે ૧૬ કષાય ને ૯ નોકષાય

ક્રોધ, માન, માયા, લોભ, એ ચારેના દરેકના અનતાનુબધિ, અપ્રત્યાખ્યાનીય, પ્રત્યાખ્યાનીય અને સજ્વલન-એ ચાર ચાર એટલે ૧૬ કષાય, અને

હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુગચ્છા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુસકવેદ, અને નવ નોકષાય-એમ ૨૫ ભેદ થાય એટલે ચારિત્રમોહનીયના ૨૫ અને દર્શનમોહનીયના ૩ મળી કુલ ૨૮ ભેદ થયા.

૫ આયુકર્મ

આયુષ્ય કર્મના ચાર ભેદ છે—

દેવાયુ, મનુષ્યાયુ, તિર્યંચાયુ અને નરકાયુ

૬ નામકર્મ-

નામકર્મના ૪૨, ૬૭, ૯૩ ૧૦૩ ભેદ છે જેમકે—

૧૪ પિડ પ્રકૃતિ-એક પ્રકૃતિને વિષે બે ત્રણ ચાર ભેદો હોય તે પિડ પ્રકૃતિ કહેવાય

૧ ગતિ, ૨ જાતિ, ૩ શરીર, ૪ શરીરોપાગ ૫ શરીર બધન, ૬ શરીરસઘાતન, ૭ સઘયણ, ૮ સસ્થાન, ૯ વર્ણ, ૧૦ ગધ ૧૧ રસ, ૧૨ સ્પર્શ, ૧૩ આનુપૂર્વી અને ૧૪ વિહાયોગતિ-એ પિડપ્રકૃતિ

૮ પ્રત્યેક પ્રકૃતિ-૧ નિર્માણ, ૨ અગુરૂલઘુ, ૩ જિન-નામ, ૪ ઉપઘાત ૫ પરાઘાત, ૬ ઉશ્વાસ, ૭ આતપ, ૮ ઉદ્યોત

૧૦ ત્રસદસક-૧ ત્રસ, ૨ બાદર, ૩ પર્યાપ્ત, ૪ પ્રત્યેક, ૫ સ્થિર, ૬ શુભ, ૭ સુભગ, ૮ સુસ્વર, ૯ આદેય, ૧૦ યશ

૧૦ સ્થાવરદશક-૧ સ્થાવર, ૨ સૂક્ષ્મ, ૩ અપર્યાપ્ત, ૪ સાધારણ, ૫ અસ્થિર, ૬ અશુભ, ૭ દુર્ભાગ, ૮ દુસ્વર, ૯ અનાદેય, ૧૦ અપયશ-એમ કુલ ૪૨ ભેદ થયા.

**૬૭ ભેદમાં પિંડપ્રકૃતિના ૩૯ ભેદ જાણવા.**

૪ ગતિ-દેવ, મનુષ્ય, નારકી, તિર્યંચ.

૫ જાતિ-એકેન્દ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, પંચેંદ્રિય.

૫ શરીર-ઔદારિક, વૈક્રિય, આહારક, તેજસ, કાર્મણ.

૩ શરીરપિંડ-ઔદારિક, વૈક્રિય અને આહારક અંગોપાંગ.

૬. સઘયણ-વજ્રઋષભનારાચ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કિલિકા, છેવઠું.

૬ સંસ્થાન-સમચતુરસ્ત્ર, ન્યગ્રોધપરિમંડળ, સાદિ, વામન, કુબ્જ, હુંડક,

૪ વર્ણાદિક-વર્ણ, ગંધ, રસ, સ્પર્શ.

૪ આનુપૂર્વી-દેવતા, મનુષ્ય, તિર્યંચ, નારક.

૨ વિહાયોગતિ-શુભ અને અશુભ, એમ ૬૭ ભેદ.

**૯૩ ભેદમાં પિંડપ્રકૃતિના ૬૫ ભેદ**

૫ બંધન-ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ.

૫ સંઘાતન-ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ,

૨૦ વર્ણાદિક-૫ વર્ણ, ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ.

**૧૦૩ ભેદમાં પાંચ બંધનના ઠેકાણે ૧૫ બંધન ગણીએ**

૧ ઔદારિક; ઔદારિક બંધન ૨ વૈક્રિય, વૈક્રિય બંધન, ૩ આહારક, આહારક બંધન ૪ તૈજસ, તજસબંધન કાર્મણ, કાર્મણ બંધન ૬ ઔદારિક તૈજસ બંધન.

૭ વૈક્રિય તૈજસ બંધન, ૮ આહારક તૈજસ બંધન ૯ કાર્મણ તૈજસ બંધન, ૧૦ ઔદારિક કાર્મણ બંધન, ૧૧ વૈક્રિય કાર્મણ બંધન, ૧૨ આહારક કાર્મણ બંધન, ૧૩ ઔદારિક તૈજસ કાર્મણ બંધન, ૧૪ વૈક્રિય તૈજસ કાર્મણ બંધન, ૧૫ ઔદારિક તૈજસ કાર્મણ બંધન

## ૭ ગોત્રકર્મ

ગોત્ર કર્મના બે ભેદ છે– ૧ ઉચ્ચ ગોત્ર, ૨ નીચ ગોત્ર

## ૮ અંતરાયકર્મ

અંતરાય કર્મના ૫ ભેદ છે

દાનાંતરાય, લાભાન્તરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, વીર્યાંતરાય–આમ સર્વ મળીને કર્મની ૧૫૮ પ્રકૃતિ થાય છે

## કર્મ પ્રકૃતિનો કોઠો

| | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય |
|---|---|---|---|---|
| બંધમાં | ૫ | ૯ | ૨ | ૨૬ |
| ઉદયમાં | ૫ | ૯ | ૨ | ૨૮ |
| ઉદીરણામાં | ૫ | ૯ | ૨ | ૨૮ |
| સત્તામાં | ૫ | ૯ | ૨ | ૨૮ |

| | આયુ | નામ | ગોત્ર | અંતરાય | કુલ |
|---|---|---|---|---|---|
| બંધમાં | ૪ | ૬૭ | ૨ | ૫ | ૧૨૦ |
| ઉદયમાં | ૪ | ૬૭ | ૨ | ૫ | ૧૨૨ |
| ઉદીરણામાં | ૪ | ૬૭ | ૨ | ૫ | ૧૨૨ |
| સત્તામાં | ૪ | ૯૩–૧૦૩ | ૨ | ૫ | ૧૪૮–૧૫૮ |

## કર્મબંધના વિશેષ હેતુઓ.

**જ્ઞાનાવરણીય**–જ્ઞાનીનો અવર્ણવાદ બોલવો, વિનય-હીન અને અકાલે ભણવું. ભણવાના વખતે ન ભણવું, અને હિંસા, મૃષાવાદ, ચોરી, મૈથુન, પરિગ્રહ અને રાત્રિ-ભોજન વિગેરે કરવાથી પણ જ્ઞાનાવરણી કર્મ બંધાય છે.

**દર્શનાવરણીય**—દર્શનીના દોષ ગ્રહણ કરવા; નાક, કાન વિગેરે કાપવા અને હિંસાદિ પાપસ્થાન આચરતા પણ દર્શનાવરણીય કર્મ બંધાય છે.

**વેદનીય**—ગુરૂભક્તિ, ક્ષમા, દયા, વ્રત, સંયમ, યોગ, કષાયજય, અને દાન એટલાને વિષે રકત હોય તે **શાતાવેદનીય** બાંધે અને તેથી વિપરીત પ્રવર્તતો **અશાતાવેદનીય** બાંધે,

**મોહનીય**-ઉત્સૂત્ર, પાપમાર્ગનું દેખાડવું, મોક્ષમાર્ગનું નાશ કરવું, દેવદ્રવ્ય હરવું, વિણસાડવુ–વિગેરેથી **દર્શન-મોહનીય** કર્મ બાંધે. તેમ કષાય અને હાસ્યાદિક નોકષાયના વિષય વિષે વિશેષ પરાધીન મન છે જેનું, એવો જીવ બન્ને પ્રકારના **ચારિત્ર મોહનીયને** બાંધે. કષાયવંત થકો **કષાય મોહનીય** બાંધે, કષાયને વશ થયો થકો **નોકષાય મોહનીય** કર્મ બધે

**આયુષ્ય કર્મ**—મહાઆરંભ ને મહાપરિગ્રહના વિષે આસક્ત, રૂદ્રપરિણામી, જીવનો ઘાત કરનાર **નરકાયુ** બાંધે. અત્યંત કપટી, શઠ, હૃદયમાં ત્રણ શલ્ય સહિત હોય તે **તિર્યં-ચાયુ** બાંધે. અલ્પ કષાયવંત, દાન દેવાની રૂચીવંત, ક્ષમા,

માર્દવાદિક મધ્યમ ગુણુવાળો હોય તે મનુષ્યાયુ બાંધે અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, સરાગ સયમી દેવાયુ બાંધે, અજ્ઞાન તપવાળો અને અકામ નિર્જરાવાળો દેવાયુ (અસુરાયુ) બાંધે

નામ કર્મ—સરળસ્વભાવી, માયા કપટ રહિત, ત્રણુ ગારવ રહિત શુભ નામ કર્મની પુણ્ય પ્રકૃતિ બાંધે તેથી વિપરીત અશુભ નામ કર્મ-પાપ પ્રકૃતિ બાંધે

ગોત્રકર્મ—ગુણુને જ જોનાર, મદ રહિત, ભણુવા ભણાવવાની રૂચીવાળો, જિનાદિકનો ભક્ત ઉચ્ચ ગોત્ર બાંધે તેનાથી વિપરીત નીચગોત્ર બાંધે

અ તરાયકર્મ—જિનપૂજાનો નિષેધ કરનાર, હિંસાદિમાં તત્પર, અ તરાય કર્મ બાંધે

# પ્રકરણ ૧૧ મું

## ગુણસ્થાનક

ભગવાન મહાવીરસ્વામીએ બધ, ઉદય, ઉદીરણા અને સત્તાને પ્રાપ્ત થએલા સમસ્ત કર્મોને ખપાવી મુક્તિ પ્રાપ્ત કરી આ કર્મોનો ક્ષય જે ગુણઠાણા ( ગુણસ્થાનક )ના અનુક્રમે ક્રમશ ગુણશ્રેણિએ ચઢતા ચઢતા મુક્તિ મેળવી, તે ગુણસ્થાનક ( ગુણઠાણા )નો પરિચય અહિં કરાવવામા આવે છે

### સ ક્ષિપ્તવર્ણન

૧ મિથ્યાદૃષ્ટિ, ૨ સાસ્વાદન, ૩ મિશ્રદૃષ્ટિ, ૪ અવિરત સમ્યગ્દૃષ્ટિ, ૫ દેશવિરતિ ૬ પ્રમત્ત સયત, ૭ અપ્રમત્ત-સયત, ૮ નિવૃત્તિ અથવા અપૂર્વકરણ, ૯ અનિવૃત્તિબાદર સપરાય, ૧૦ સૂક્ષ્મ સ પરાય ૧૧ ઉપશાંતમોહવીતરાગ, ૧૨ ક્ષીણમોહ વીતરાગ, ૧૩ સયોગિ કેવળી, ૧૪ અયોગિ કેવળી આ ચૌદ ગુણસ્થાનક છે હવે તેનુ સક્ષેપમા વર્ણન આ છે —

૧ મિથ્યાત્વ ગુણસ્થાનક–તેના દસ ભે૦ છે

૧ અધર્મમા ધર્મ સ જ્ઞા ૨ ધર્મમા અધર્મ સ જ્ઞા, ૩ ઉન્માર્ગમા સન્માર્ગ સ જ્ઞા, ૪ સન્માર્ગમા ઉન્માર્ગ સ જ્ઞા, ૫

જીવમાં અજીવ સંજ્ઞા, ૬ અજીવમાં જીવ સંજ્ઞા, ૭ અસાધુમાં સાધુ સંજ્ઞા, ૮ સાધુમાં અસાધુ સંજ્ઞા, ૯ અમૂર્ત પદાર્થોમાં મૂર્ત સંજ્ઞા અને ૧૦ મૂર્ત પદાર્થોમાં અમૂર્ત સંજ્ઞા. આ પ્રમાણે વિપરીત સંજ્ઞા માનવી એનું નામ મિથ્યાત્વ ગુણસ્થાનક છે.

અનાદિ કાળથી જીવને અવ્યવહારરાશીમાં અવ્યકત્વ મિથ્યાત્વ છે. જે વ્યવહારરાશીમાં આવેલા છે તે વ્યકત્વ મિથ્યાત્વી છે. આ જ કારણે વ્યવહારરાશી પામેલા જીવને પ્રથમ ગુણસ્થાનક કહ્યું છે.

**૨ સાસ્વાદન ગુણસ્થાનક**—ઔપશમિક સમ્યક્ત્વ એક અન્તર્મુહૂર્ત માત્ર રહે છે. ત્યારબાદ વમન કરતા જીવને એક સમયથી છ આવલિકા સુધી **સાસ્વાદન** ગુણસ્થાનક હોય છે.

**૩ મિશ્ર ગુણસ્થાનક**—દર્શનમોહનીય મિશ્રકર્મના ઉદયથી જીવની અંદર સમ્યક્ત્વ તથા મિથ્યાત્વમાં સમાનતાજન્ય અન્તર્મુહૂર્ત જે મિશ્રિત ભાવ રહે, તે **મિશ્ર ગુણસ્થાનક** છે. આ ગુણસ્થાનક પામેલ જીવ આયુષ્યનો બંધ કરતો નથી, તેમ મરણ પામતો નથી. સ્થિતિ અંતર્મુહૂર્તની છે.

**૪ અવિરત સમ્યગ્દૃષ્ટિ** જીવમાં સ્વભાવથી, તેમ ઉપદેશથી સર્વજ્ઞપ્રણીત તત્ત્વોમાં રૂચી થાય તે. તેની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩ સાગરોપમ અધિક છે આ ગુણસ્થાનક પામેલાનો સંસાર અર્ધ પુદ્ગલપરાવર્તથી વધે નહીં.

**૫ દેશવિરતિ ગુણસ્થાનક**—પ્રત્યાખ્યાનના ઉદયથી જ્યાં દેશવિરતિપણું છે ત્યાં શ્રાવકપણું છે. ઉત્કૃષ્ટ સ્થિતિ

દેશે ઊણા પૂર્વ ક્રોડ વર્ષની છે તેના ત્રણ ભેદ છે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ જઘન્ય સ્થૂલ હિંસાનો ત્યાગ, માસ મદિરાનો પરિત્યાગ તથા પચ પરમેષ્ટી નમસ્કાર મત્રને સ્મરણ કરનાર, મધ્યમ બાર વ્રત પાળ નાર, સદાચારી, ધર્મના યોગ્ય ગુણો સહિત ષટ્ કર્મ-કરનાર, દેવપૂજા, ગુરૂભક્તિ, સ્વધ્યાય, ઇંદ્રિયોનો નિગ્રહ, યથાશક્તિ તપસ્યા અને દાન આ છ કર્મ નિરતર પાલન કરનાર મધ્યમ અને સચિત્તનો ત્યાગી, બ્રહ્મચર્યને ધારણ કરનાર, મહાવ્રતની ઇચ્છાવાળા, ગૃહસ્થ સબધી વ્યાપારનો ત્યાગ કરવાવાળો ઉત્કૃષ્ટ કહેવાય છે

સાધુને વીસવસાની દયા હોય, જયરે ગૃહસ્થ શ્રાવકને સવા વસા દયા હોય વીસવસામાં, સ્થાવર અને ત્રસ બન્ને પ્રકારના જીવોની હિંસા ત્યાગવાની મનવચનકાયાથી ગ્રવાવસાની દયામા ગૃહસ્થને સ્થાવરની હિંસા લાગે છે, એટલે વીસમાથી દસ રહી, તેમા પણ સકલ્પ ને આર-ભમા સકલ્પમા મારવાની બુદ્ધિ ન હોય, પણ આરભ હુગે છે તો બાકી જતા પાચ રહી હવે સકલ્પ હિંસામા પણ સાપરાધી ને નિરાપરાધી, તેમા સાપરાધી માટે સકલ્પ કરવો પડે એટલે બાકી રહી અઢી, તેમાં સાપેક્ષ ને નિરપેક્ષ તેમા નિરપેક્ષની મુક્ત રહી શકે, પણ સાપેક્ષ પુત્રાદિકને તડના તર્જના કરવી પડે તો અરધો ભાગ જતા બાકી રહી સવા વસા દયા ગૃહસ્થને કહેલી છે ઉત્કૃષ્ટ દેશવિરતિ શ્રાવક ૧૧ પડિમા વહન કરે છે, તેના નામ

અગિયાર પડિમા

૧ **સમ્યક્પડિમા**—એક માસ સુધી વિશુદ્ધ સમ્યક્ત્વપૂર્વક ત્રણ કાળ દેવપૂજન કરે, આવશ્યક ક્રિયા કરે, અન્યતિથીંને વંદન ન કરે, આલાપસંલાપ ન કરે, એક વખત ભોજન કરે.

૨ **વ્રતપડિમા**—બે માસ સુધી પૂર્વની વિધિ સહિત અનુકંપાસહિત અણુવ્રતનું નિરતિચાર પાલન કરે.

૩ **સામાયિકપડિમા**—પૂર્વોક્ત ગુણસહિત સામાયિક વિશેષ પ્રકારે ત્રણ માસ સુધી ગ્રહણ કરે.

૪ **પૌષધ પડિમા**—પૂર્વોક્ત ગુણસહિત પર્વ તિથિએ નિરતિચારપણે ઉપવાસપૂર્વક ચાર માસ સુધી પૌષધ ગ્રહણ કરે.

૫ **કાયોત્સર્ગપડિમા**—પાંચ માસ સુધી, સમ્યક્ત્વ સહિત બાર વ્રત વિશુદ્ધ પાળે, ચૌવિહાર પચ્ચખ્ખાણ, દિન સંબંધી બ્રહ્મચર્યનું પાલન, અને પર્વદિને પૌષધપૂર્વક કાયોત્સર્ગ કરે.

૬ **બ્રહ્મચર્યપડિમા**—પૂર્વોકત ગુણો સહિત છ માસ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળે, શીયળની નવ વાડનું બરોબર પાલન કરે.

૭ **સચિત્તઆહારવર્જન**-પૂર્વોકત ગુણો સહિત સાત માસ સુધી સચિત્ત અશન, પાન, ખાદિમ, સ્વાદિમનો ત્યાગ કરે.

૮ **આરંભવર્જન પડિમા**-પૂર્વોક્ત ગુણો સહિત આઠ માસ સુધિ આજીવિકા નિમિત્ત પોતે આરંભ ન કરે, બીજા પાસે કરાવે, તેની છુટ.

૯ પ્રેષ્ય પડિમા–પૂર્વોક્ત ગુણો સહિત નવ માસ સુધી પોતે આરંભ ન કરે, બીજા પાસે કરાવે નહિ, પણ તેના માટે કેઈ વસ્તુનો આરંભ કર્યો હોય તો તે ગ્રહણ કરે

૧૦ આરંભ પડિમા–પૂર્વોક્ત ગુણો સહિત દસ માસ સુધી ઉપર મુજબ તેના માટે આરંભ કર્યો હોય તો તે કલ્પે નહી

૧૧ શ્રમણભૂત પડિમા–અગિઆર માસ સુધી સાધુ માફક મુંડન ન કરાવે, પણ ચોટલી રાખે હાથમા પાત્ર લઈ પોતાના સ્વજનને ત્યાથી આધાકર્મી દોષોથી રહિત આહાર પાણી ગ્રહણ કરે, પણ ધર્મલાભ ન કહે પડિમા સાડા પાચ વરસે પૂરી થાય તે ઉત્કૃષ્ટ દેશવિરતિ કહેવાય

૬ પ્રમત્ત સયત (સર્વવિરતિ) ગુણસ્થાનક–સર્વવિરતિ ધારણ કરનાર મુનિઓ છઠ્ઠે ગુણસ્થાનકે છે આની અંદર આર્તધ્યાનની મુખ્યતા અને ધર્મધ્યાનની ગૌણતા છે સંજ્વલન કષાયના તીવ્ર ઉદયથી અંતર્મુહૂર્ત અધિક થાય તો નીચે પડે છે જઘન્યા એક સમય ને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત

૭ અપ્રમત્ત સયત ગુણસ્થાનક–પ્રમાદ રહિત સયમી સંજ્વલન કષાયની તથા નોકષાયની મંદતાથી, પ્રમાદના અભાવથી અપ્રમત્ત દશા પામે છે જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત પ્રમત્ત ને અપ્રમત્ત બે મળીને જઘન્ય અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટ દેશે ઊણી પૂર્વ કોડિની સ્થિતિ રહે

૮ **અપૂર્વકરણ ગુણસ્થાનક**-સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણી, ગુણસંક્રમ, સ્થિતિબંધ એ પાંચ પદાર્થનું કરવું જ્યાં હોય, તે અપ્રમત્ત દશા પામેલ મહાત્મા અપૂર્વ પરમાનંદમય આત્મપરિણામરૂપ કરણને પ્રાપ્ત કરે છે.

૯ **અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનક**-ભાવની અનિવૃત્તિ થવાથી પ્રાપ્ત થાય તે. બાર બાદર કષાયો, નવ નોકષાયો, ઉપશમવાળો ઉપશમાવવા અને ક્ષપકવાળો ક્ષય કરવા તૈયાર થાય.

૧૦ **સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક**-સૂક્ષ્મ લોભનો અંશ હોવાથી સૂક્ષ્મસંપરાય કહેવાય છે.

૧૧ **ઉપશાન્તમોહ ગુણસ્થાનક**-મોહને ઉપશાન્ત કરવાથી પ્રાપ્ત થાય તે. ઉપશમશ્રેણીવાળો મોહને ઉપશાન્ત કરવાથી પામે છે

૧૨ **ક્ષીણમોહ ગુણસ્થાનક**-મોહનો સર્વથા નાશ થવાથી પ્રાપ્ત થાય તે. ક્ષપક શ્રેણી દ્વારા દસમે સંપૂર્ણ મોહનો ક્ષય થયે અગ્યારમું સ્પર્શ્યા વિના બારમું ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે.

આઠમાથી બારમા સુધી દરેકનો કાળ જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તનો છે. સમ્યક્ત્વની અપેક્ષાએ પ્રાણી ચિરકાળ સ્થિતિવાળા, શ્રેણી ચોથા ગુણસ્થાનકથી પ્રારંભ કરે, પણ થોડા કાળની સ્થિતિવાળા, શ્રેણી આઠમા ગુણસ્થાનકના પ્રારંભથી ઉપશમ અગર ક્ષપકમાં આરૂઢ થાય છે.

ઉપશમશ્રેણી—આ શ્રેણી પ્રાપ્ત કરનાર પૂર્વના જ્ઞાનવાળા, નિરતિચાર ચારિત્ર પાલન કરનારા, પ્રથમના ત્રણ સઘયણવાળા મહાત્મા છે કર્મની પ્રકૃતિઓને નષ્ટ કર્યા વિના દબાવીને ગુણસ્થાનકમા ચડે છે

આ શ્રેણી આરૂઢ થનાર મુનિ કાળ કરે, તો સર્વાર્થસિદ્ધ વિમાનમા ઉત્પન્ન થાય, પણ તે પહેલા સઘયણવાળા હોય છે છઠ્ઠા છેલ્લા સઘયણવાળા ચોથાદેવલોક સુધી જાય, પાચમા સઘયણવાળા છઠ્ઠા દેવલોક સુધી જાય, ચોથા સઘયણવાળા આઠમા દેવલોક સુધી જાય, ત્રીજા સઘયણવાળા દસમા દેવલોક સુધી જાય, બીજા સઘયણવાળા બારમા દેવલોક સુધી જાય અને પ્રથમ સઘયણવાળા ગ્રૈવેયક અને અનુત્તર વિમાન, યાવત્ મોક્ષમા જાય છે

ઉપશમશ્રેણીવાળા અગ્યારમે આવે ને સાત લવનુ આયુષ્ય ઓછુ હોય તો કાળ કરી સર્વાર્થસિદ્ધ વિમાનમા જાય સાત લવ ( મુહૂર્તનો અગ્યારમો ભાગ ) આયુષ્ય વધારે હોય તો ઉપશમશ્રેણી ભેદીને અગ્યારમેથી સાતમે આવે છે ત્યાથી આઠમે ગુણસ્થાનકે ક્ષપકશ્રેણી માડી સાત લવમા અતકૃતકેવળી થઇ મોક્ષમા જાય છે જેનુ આયુષ્ય વધારે હોય, તે શ્રેણી ખડિત નહી કરતા અગ્યારમે જાય છે, પણ મોહનીય કર્મની પ્રકૃતિ નચે પાડે છે, મિથ્યાત્વમા તેમ નીચ ગતિઓમા પણ જાય અગીયારમેથી નીચે સાતમે અટકે ને આઠમેથી ક્ષપકશ્રેણી આરભ કરે તો મોક્ષમા પણ જઇ શકે છે

ક્ષપકશ્રેણી—આઠ વરસ ઉપરની ઉમરવાળા પ્રથમ

સંઘયણુ યુક્ત, શુદ્ધ ધ્યાની, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશ-વિરતિ, પ્રમત્ત ગુણસ્થાનકવાળા, ધર્મધ્યાનપૂર્વક ક્ષપક-શ્રેણી આદરે. અપ્રમત્ત સંયમી પૂર્વધર હોય તે શુકલધ્યાન-પૂર્વક ક્ષપકશ્રેણી આદરે, તેવા મહાત્માઓ કર્મનો ક્ષય કરતાં ગુણસ્થાનકે ચડે છે, ને બારમા ગુણસ્થાનકના અતે કેવળજ્ઞાનને પામે છે,

જેઓએ તે ભવમાં એક વખત ઉપસમશ્રેણી પ્રાપ્ત કરી હોય તે ક્ષપકશ્રેણી પામી શકે, પણ બે વખત તે ભવમા ઉપશમ-શ્રેણી પ્રાપ્ત કરી હોય તે ક્ષપકશ્રેણી પામી શકે નહી. આખા સંસાર પર્યન્ત ઉપશમશ્રેણી ચાર વખત પ્રાપ્ત થાય. એક ભવમાં બે વખત પ્રાપ્ત થાય ને ક્ષપકશ્રેણી આખા સંસારમાં એકજ વખત પ્રાપ્ત થાય ક્ષવકયોગી પ્રથમ સંઘયણુવાળા આઠમે ગુણસ્થાનકે શુકલધ્યાનના પ્રથમ પાયાનો પ્રારંભ કરે છે, પછી નવમા ગુણસ્થાનકના નવ વિભાગ-માં ક્રમથી કર્મપ્રકૃતિઓનો ક્ષય કરે છે ને સંજ્વલનનો સ્થૂલ લોભ-નો કાળથી સૂક્ષ્મ કરતાં દસમા સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકમાં ચઢે છે. ત્યાંથી સૂક્ષ્મ લોભના અંશોને નષ્ટ કરતાં અગ્યારમું સ્પર્શ્યા વિના સીધા બારમા ગુણસ્થાનકમાં આવે છે. મોહનીય કર્મ સર્વથા નષ્ટ થાય છે. ક્ષીણમોહ થઇને વીતરાગ ક્ષપક મહાત્મા શુકલધ્યાનના બીજા પાયાનું ધ્યાન કરે છે ને બારમા ગુણ-સ્થાનકના છેલ્લા સમયે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાય એ ઘાતી કર્મોનો નાશ થવાથી કેવળજ્ઞાન પામે છે.

૧૩ **સયોગી કેવળી ગુણસ્થાનક**–ઘાતી કર્મોનો ક્ષય થવાથી નિર્મળ એવું કૈવલ્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે ને વિશુદ્ધ સમ્યક્ત્વ,

ક્ષાયિકભાવ અને યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થાય છે વિશેષતા એ કે જેણે **તીર્થંકર** નામકર્મ ઉપાર્જન કર્યું છે તે જગતના નાથ **જિનેન્દ્ર** કહેવાય છે ને જેમણે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું નથી ને ક્ષપકશ્રેણીદ્વારા કેવળજ્ઞાન મેળવે છે તે **સામાન્ય કેવળી** કહેવાય છે કેવળી ભગવાનની ઉત્કૃષ્ટ સ્થિતિ આઠ વર્ષ ન્યૂન પૂર્વ કોડ વર્ષ સુધીની હોય છે

**કેવળી સમુદ્ઘાત** વેદની, નામ અને ગોત્ર કર્મથી આયુ કર્મની સ્થિતિ ઓછી હોય તો કેવલી ભગવાન સમુદ્ઘાત કરે છે તે પ્રથમ સમયે પોતાના આત્મપ્રદેશોનો લોકાકાશ પર્યંત દંડ કરે છે બીજા સમયે પૂર્વ પશ્ચિમ દિશામા આત્મપ્રદેશોને કપાટની માફક ગોઠવે છે ત્રીજા સમયે દક્ષિણ ઉત્તર દિશામા લોક પર્યંત આત્મપ્રદેશ ફેલાવે છે આત્મપ્રદેશની આકૃતિ દહી વલોવવાના મથન સરખી થાય છે ચોથા સમયે મથનની આકૃતિમા જે વિભાગ ખાલી હોય, તેને આત્મપ્રદેશથી પરિપૂર્ણ કરે છે સર્વ કર્મ પરમાણુને આત્મપ્રદેશદ્વારા સ્પર્શી વેદની, નામ, અને ગોત્ર કર્મને આયુકર્મની સમાન બનાવે છે પછી ચાર સમયમાં બધુ સહરી કેવલી ભગવાન સ્વભાવસ્થ થાય છે, જેને આયુ, નામ, ગોત્ર, વેદની કર્મ સમાન છે, તે સમુદ્ઘાત કરતા નથી ને અંતર્મુહૂર્ત આયુષ્ય બાકી રહે ત્યારે સમુદ્ઘાત કરે છે બધા કેવલી સમુદ્ઘાત કરતા નથી પણ છ માસ આયુ બાકી હોય ને કેવળજ્ઞાન પામે, ને આયુ કર્મથી, નામ ગોત્ર ને વેદનીની સ્થિતિ વધારે

હોય તો સમુદ્દઘાત કરે છે. સમુદ્દઘાત કર્યાબાદ કેવલી ભગવાન મન વચન કાયાના યોગવાળા યોગ નિરોધ કરવા માટે શુકલ ધ્યાનના ત્રીજા પાયાનું ધ્યાન કરે છે. બાદર કાય યોગમાં સ્થિતિ કરી સ્થૂલ વચનયોગ તથા મનોયોગને સૂક્ષ્મ કરે છે, પછી બાદર કાયયોગને છોડીને પૂર્વોક્ત સૂક્ષ્મ મન વચનના વ્યાપારમાં સ્થિતિ કરી બાદર કાયયોગને સૂક્ષ્મ કરે છે. પછી સૂક્ષ્મ કાયવ્યાપારમાં ક્ષણ માત્ર રહી સૂક્ષ્મ મન વચનના વ્યાપારને મૂળથી ક્ષય કરે છે પછી સૂક્ષ્મ કાયવ્યાપારમાં રહી સૂક્ષ્મક્રિય ચિદ્રુપ આત્મસ્વરૂપને આત્મદ્વારા અનુભવ કરે છે.

**૧૪ અયોગી કેવળી ગુણસ્થાનક**–શૈલેશીકરણનો પ્રારંભ કરવાવાળા મહાત્મા સૂક્ષ્મ કાયયોગમા રહ્યાથકા યોગાતીત ગુણસ્થાનમાં શીઘ્રતાથી પ્રાપ્ત કરવા ઇચ્છા કરે છે ને ચૌદમા અયોગી ગુણસ્થાનકમાં પ્રવેશ કરે છે. તેની સ્થિતિ પાંચ લઘુ અક્ષર ઉચ્ચારણ માત્ર અ. ઈ ઉ. ઋ. લૃ. ની છે. ને શુકલ ધ્યાનના ચોથા પાયાનું ધ્યાન કરે છે. સૂક્ષ્મ કાયવ્યાપારને નષ્ટ કરે છે. ચોથો પાયો મુક્તિમાંના દ્વાર સમાન છે. ચૌદમા ગુણસ્થાનકના છેલ્લા બે સમયમાં પંચાશી કર્મપ્રકૃતિને નષ્ટ કરે છે ને નષ્ટ કરવા પ્રયોગ વિશેષ કર્યો તે સમયથી સિદ્ધ ભગવાનની ઊર્ધ્વ ગતિ છે. ઋજુશ્રેણીએ એક સમયમાં લોકાતે શરીર પ્રમાણ ત્રીજો ભાગ ઓછો, એટલા શરીરપ્રમાણ આકાશપ્રદેશને અવગાહીને સિદ્ધ પરમાત્માના અરૂપી અસંખ્ય આત્મપ્રદેશ રહે છે. જન્મ જરા મૃત્યુથી રહિત થઈ અવ્યય મોક્ષપદને પ્રાપ્ત કરે છે ને વિશુદ્ધ કેવળ જ્યોતિર્મય

આત્મા સદાકાળ સિદ્ધત્વ સ્વભાવમા સ્થિર થાય છે

જ્ઞાનાવરણીય—કર્મનો ક્ષય થવાથી અનન્ત કેવળ જ્ઞાન થાય છે

દર્શનાવરણીય—કર્મનો ક્ષય થવાથી અનન્ત દર્શન પ્રાપ્ત થાય છે

દર્શનમોહનીય ને ચારિત્ર મોહનીયના ક્ષયથી ક્ષાયિક સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્ર પ્રાપ્ત થાય છે

વેદનીય કર્મનો ક્ષય થવાથી અનન્ત સુખ પ્રાપ્ત થાય છે

અતરાય કર્મનો ક્ષય થવાથી અનન્ત પરાક્રમ પ્રાપ્તથાય છે

આયુકર્મનો ક્ષય થવાથી અક્ષય સ્થિતિ પ્રાત થાય છે.

નામ અને ગોત્ર કર્મનો ક્ષય થવાથી અરૂપી અનન્ત અવગાહના થાય છે સસારના સર્વ સુખો સિદ્ધ પરમાત્માના એક પ્રદેશના સુખ કરતા અનન્તગુણન્યૂન છે એવા અનન્ત સુખને પામેલા સિદ્ધ ભગવતોને મારી ભૂરિ ભૂરિ વદના હોજો

## સજ્ઞાવાચક શબ્દો

જાતિચતુષ્ક—એકેદ્રિય બેઇદ્રિય, તેઇદ્રિય, ચૌરિદ્રિય

સ્થાવરચતુષ્ક—સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ,

નપુસકચતુષ્ક—મિથ્યાત્વમોહની, નપુસકવેદ, છેવટ્ઠુ સઘયણ, હુડકસસ્થાન

મધ્યમ ઘયણચતુષ્ક-રૂષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા

મધ્યમ સ્થાનચતુષ્ક—ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ

યોગતિ અને ૧ ઉદ્યોત બે અબંધ તે દેવાયુ અને મનુષ્યાયુ.

૪ **અવિરત સમ્યગ્દૃષ્ટિ**–આમાં ૭૭ માં જિનનામ, દેવાયુ, મનુષ્યાયુ સાથે ૭૭ બંધ.

૫ **દેશવિરતિ**–આમાં ૬૭ બંધાય. દસ બંધવિચ્છેદ તે આઃ ૩ મનુષ્યત્રિક, ૨ ઔદારિકાદિકદ્વિક, ૧ વજ્રઋષભનારાચસંઘયણ, ૪ અપ્રત્યાખ્યાની ચતુષ્ક.

૬ **પ્રમત્તસંયત**–તેમાં ૬૩ બંધાય. ચાર બંધવિચ્છેદઃ ૪ પ્રત્યાખ્યાની ચતુષ્ક–ક્રોધ, માન, માયા ને લોભ.

૭ **અપ્રમત્ત સંયત**–૫૮–૫૯ બંધાય. છ બંધવિચ્છેદ બે ઉમેરવાની. ૬ અસ્થિર, અશુભ, અપયશ, અશાતા, અરતિ, શોક–છનો અંત થાય. ૨ આહારકદ્વિક ઉમેરતાં ૫૯ છઠેથી દેવાયુ બાંધવુ શરૂ કરે ને સાતમામાં પૂરું કરે તો સાતનો અંત થાય. એ હિસાબે ૫૮.

૮ **અપૂર્વકરણ**–આ ગુણસ્થાનકના સાત ભાગમાં નીચે મુજબ બંધ થાય. ૧ ભાગે ૫૮ અને ૨ ભાગે ૫૬ એટલે નિદ્રા ને પ્રચલા વિના તે ૫૬. બીજા ભાગથી છઠ્ઠા ભાગ સુધી હોય, છઠાના અંતે ૩૦ નો અંત થાય. દેવદ્વિક, ૧ પંચેંદ્રિયજાતિ, ૧ શુભવિહાયોગતિ, ૧ સમચતુરસ્રસંસ્થાન, ૪ શરીર ( વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ ) ૨ ઉપાંગ (વૈક્રિય, આહારક ) ૪ વર્ણચતુષ્ક ૬ પ્રત્યેકની–નિર્માણ, અગુરૂલઘુ,

જિનનામ, ઉશ્વાસ, ઉપઘાત, પરાઘાત, ૯ ત્રસ-દશકની, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુસ્વર, સુભગ, આદેય સાતમે ભાગે ૨૬ પ્રકૃતિનો બંધ હોય, સાતમાના અંતે ૪ બંધ વિચ્છેદ

૯ બાદરસંપરાય ના પાંચ ભાગ, પહેલે ભાગે ૨૨નો બંધ, ૪ બંધવિચ્છે૰, ૪ હાસ્ય, રતિ, ભય, જુગુપ્સા–એ ચાર ન હોય બીજે ભાગે પુરૂષ વેદ વિના ૨૧ ત્રીજે ભાગે સંજ્વલન ક્રોધ વિના ૨૦, ચોથે ભાગે સંજ્વલન માન વિના ૧૯, પાંચમે ભાગે સંજ્વલન માયા વિના ૧૮

૧૦ સૂક્ષ્મ સંપરાય-૧૭ નો બંધ સંજ્વલન લોભ વિના ૧૭ દસમા ગુણસ્થાનકની અંતે ૫ જ્ઞાનાવરણીય, ૫ અંતરાય, ૪ દર્શનાવરણી, ચક્ષુ અચક્ષુ અવધિ, કેવળ, ૧ યશ ૧ ઉચ્ચ ગોત્ર ઉપર મુજબ ૧૬ નો અંત થતા

૧૧ ઉપશાન્તમોહ

૧૨ ક્ષીણમોહ

૧૩ સયોગી કેવલી

આ ત્રણ ગુણ સ્થાનકમાં એક શાતાવેદનીયનો બંધ હોય

૧૪ અયોગી કેવલી-આમા બંધ ન હોય

બંધ યોગ્ય ગુણસ્થાનક

કર્મની ૧૨૦ પ્રકૃતિ કયા કયા ગુણસ્થાનક સુધી બંધ ચોગ્ય હોય ?

૫ જ્ઞાનાવરણીય-દસમા સૂક્ષ્મસંપરાય સુધી

**૯ દર્શનાવરણીય-તેમાં**

૩ થીણદ્ધિત્રિક બીજા સાસ્વાદન સુધી; ૨ નિદ્રા પ્રચલા આઠમા અપૂર્વ કરણના પહેલા ભાગ સુધી; ૪ ચક્ષુ, અચક્ષુ, અવધિ, કેવલ એ દસમા સૂક્ષ્મસંપરાય સુધી.

**૨-વેદનીય** ૧ અશાતા છઠ્ઠા પ્રમત્ત સુધી અને ૧ શાતા તેરમા સયોગી કેવલી સુધી.

**૨૬ મોહનીય**

૨ મિથ્યાત્વ મોહની અને નપુંસકવેદ પહેલા મિથ્યાત્વ સુધી હોય. ૫ અનંતાનુબંધી ચતુષ્ક, સ્રીવેદ બીજા સાસ્વાદન સુધી હોય. ૪ અપ્રત્યાખ્યાની ચતુષ્ક ચોથા અવિરત સમ્યગ્‌દૃષ્ટિ સુધી. ૪ પ્રત્યાખ્યાનીચતુષ્ક પાંચમા દેશ-વિરતિ સુધી. ૨ અરતિ, શોક છઠ્ઠા પ્રમત્ત સુધી. ૪ હાસ્ય, રતિ, ભય. જુગપ્સા આઠમા અપૂર્વકરણ સુધી. ૫ પુરૂષવેદ અને સંજલન કષાયચતુષ્ક, નવમા બાદર સંપરાયના પાંચ ભાગે ક્રમસર હોય.

**૪ આયુ**-૧ નરકાયુ પહેલા ગુણસ્થાન સુધી. ૨ તિર્યંચાયુ બીજા ગુણસ્થાનક સુધી, ૩ મનુષ્યાયુ ચોથા ગુણસ્થાન સુધી, અને ૪ દેવાયુ સાતમા ગુણસ્થાન સુધી.

**૬૭ નામકર્મ.**

૪ ગતિ-૧ નરકગતિ પહેલા સુધી, ૨ તિર્યંચગતિ

બીજા સુધી, ૩ મનુષ્યગતિ ચોથા સુધી, ૪ દેવગતિ આઠમાના છઠા ભાગ સુધી

૫ જાતિ–૪ જાતિચતુષ્ક પહેલા સુધી, ૧ પચેન્દ્રિય આઠમાના છઠ્ઠા ભાગ સુધી

૮ શરીર–૨ ઔદારિકદ્વિક ચોથા સુધી, ૬ બાકીના આઠમાના છઠ્ઠા ભાગ સુધી

૬ સઘયણ–૧ છેવઠુ સઘયણ પહેલા સુધી ૪ મધ્ય ચતુષ્ક બીજા સુધી, ૧ વજ્રઋષભ ચોથા સુધી

૬ સસ્થાન–૧ હુડક પહેલા સુધી, ૪ મધ્યચતુષ્ક બીજા સુધી, ૧ સમચતુરસ્ર આઠમાના છઠ્ઠા ભાગ સુધી

૪ વર્ણચતુષ્ક–આઠમાના છઠ્ઠા ભા સુધી

૪ આનુપૂર્વી–૧ નરકાનુપૂર્વી પહેલા સુધી ૨ તિર્યચાનુપૂર્વી બીજા સુધી ૩ મનુષ્યાનુપૂર્વી ચોથા સુધી, ૪ દેવાનુપૂર્વી આઠમાના છઠ્ઠા ભાગ સુધી

૨ વિહાયોગતિ–૧ અશુભ બીજા સુધી, ૨ શુભ આઠમાના છઠા ભાગ સુધી

૮ પ્રત્યેક–૬ નિર્માણ, અગુરૂલઘુ, જિનનામ ઉશ્વાસ, ઉપઘાતપરાઘાત આઠમાના છઠ્ઠા ભાગ સુધી ૧ આતપ પેહેલા સુધી, ૧ ઉદ્યોત બીજા સુધી

૧૦ ત્રસદશક–૯ યશ વિના આઠમાના છઠા ભાગ સુધી ૧ યશ દશમા સુધી

૧૦ થાવરદશક–૮ સ્થાવરચતુષ્ક પહેલા સુધી, ૩ દુર્ભાગ્યત્રિક બીજા સુધી, ૩ અસ્થિર, અશુભ, અપયશ છઠા સુધી

૨ **ગોત્રકર્મ**-૧ નામગોત્ર બીજા સુધી. ૨ ઉચ્ચગોત્ર દશમા સુધી.

૫ **અંતરાય**-દશમા સૂક્ષ્મસંપરાય સુધી.

એમ કુલ ૧૨૦ પ્રકૃતિ થઈ.

## ઉદયનું સ્વરૂપ.

પોતપોતાની સ્થિતિને અનુસરીને બંધાયેલાં અને ઉદય સમયને પામેલા વિપાકે કરીને કર્મનું વેદવું તે ઉદય. તેની કર્મપ્રકૃતિ ૧૨૨ છે.

૧ **મિથ્યાત્વ**-ગુણસ્થાનકે-૧૧૭ ઉદયમાં હોય, જિનનામ, આહારકદ્વિક વિના.

૨ **સાસ્વાદને**-૧૧૧ ઉદયમાં હોય, ૫ ઉદયવિચ્છેદ, ૧ અનુદય નરકાનુપૂર્વીનો, ૩ સૂક્ષ્મત્રિક, ૧ મિથ્યાત્વ મોહની, ૧ આતપ.

૩ **મિશ્રમાં**-૧૦૦ ઉદયમાં, ૯ ઉદયવિચ્છેદ, ૩ અનુદય, ૧ મિશ્રમોહની આવે. ૪ અનંતાનુબંધી ચતુષ્ક, ૪ જાતિચતુષ્ક, ૧ થાવર, નવ ઉદયવિચ્છેદ ૩ તિર્યંચ, મનુષ્ય, દેવ. ત્રણ આનુપૂર્વી અનુપમ, મિશ્રમોહની વધારતાં ૧૦૦.

૪ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ-મિશ્રમોહનીનો અંત ને સમકિતમોહની આવે તથા આનુપૂર્વી ૪ આદિ મળી ૧૦૪ ન હોય.

૫ **દેશવિરતિ**-૮૭ ઉદયમાં હોય, ૧૭ ઉદયવિચ્છેદ. ૮ વૈક્રિયઅષ્ટક, ૨ આનુપૂર્વી, મનુષ્ય, તિર્યંચ, ૪ અપ્રત્યાખ્યાનીચતુષ્ક, ૧ દુર્ભાગ્ય, ૧ અનાદેય, ૧ અપયશ.

દેવનારકીને વિરતિનો ઉદય ન હોય, દેશવિરતિ મનુષ્ય તિર્યંચાયુ ન બાંધે તેથી આનુપૂર્વી ન હોય, દૌર્ભાગ્ય, અનાદેય અપયશ, દેશવિરતિને હોય નહીં

૬ પ્રમત્ત સયત–૮૧ ઉદયમા, ૮ ઉદયવિચ્છેદ, ૨ ઉમેરવાની ૧ તિર્યંચગતિ, ૧ તિર્યંચાયુ, ૧ નીચગોત્ર, ૧ ઉદ્યોત, ૪ અપ્રત્યાખ્યાનીચતુષ્ક એમ ૮ જતા ૭૯, તેમા આહારકદ્વિક વધરતા ૮૧ ઉદયમા હોય તિર્યંચને જાતિસ્વભાવે આ ગુણુસ્થાનક ન હોય નીચ ગોત્ર ગુણપ્રત્યયે પ્રમત્તને ન હોય ઉદ્યોત કર્મ તિર્યંચમાં હોય માટે વિચ્છેદ

૭ અપ્રમત્ત–૭૬ ઉદયમા હોય, ૫ ઉદયવિચ્છેદ, ૨ આહારકદ્વિક અને ૩ થીણુદ્ધિત્રિક–આ પાંચ પ્રકૃતિ પ્રમાદરૂપ છે તે માટે તે અપ્રમત્તને ન હોય

૮ અપૂર્વકરણ–૭૨ ઉદયમા હોય, ૪ ઉદયવિચ્છેદ, ૧ સમ્યક્ત્વ મોહની, ૩ છેલ્લા ત્રણ સઘયણ ( અર્ધનારાચ, કીલિકા, છેવટ્ઠુ ) સમ્યકત્વમોહનીય ઉપશમભાવે તથા ક્ષય કરે ત્યારે જ શ્રેણીએ ચઢે, ત્યા ઔપશમિક તથા ક્ષાયિક સમ્યકૃત્વ હોય તે અપૌદ્ગલિક છે, માટે સમ્યક્મોહનીય ન હોય છેલ્લા ત્રણ સઘયણવાળા તો મદ વિશુદ્ધિવાળા હોય, માટે શ્રેણીએ ચઢે નહી એટલે ત્રણ સઘયણ ન હોય

૯ બાદર સપરાય–૬૬ ઉદયમા હોય ૬ ઉદયવિચ્છેદ ૬ હાસ્ય, રતિ અરતિ, ભય, શોક, જુગુપ્સા. હાસ્યાદિક સક્લિષ્ટ પરિણામરૂપ છે માટે તે વિના ૬૬ હોય

૧૦ **સૂક્ષ્મસંપરાય**-૬૦ ઉદયમાં હોય ૬ ઉદયવિચ્છેદ.
3 વેદ, ૩ સંજ્વલન ક્રોધ, માન, માયા.

૧૧ **ઉપશાન્તમોહ**-૫૯ ઉદય, સંજ્વલન લોભ વિના.

૧૨ **ક્ષીણમોહ**-૫૭ ઉદયમાં, ૠષભનારાચ અને નારાચ સંઘયણ વિના. દ્વિચરમ સુધી ૫૭, દ્વીચરમ અંતે નિદ્રા પ્રચલા વિના ૫૫, ચરમ સમય અંતે ૧૪ અંત થાય.

૧૩ **સયોગિ કેવલી**-૪૨ ઉદયમાં.

૫ જ્ઞાનાવરણીય, ૪ દર્શનાવરણીય, ૫ અંતરાય, આ ૧૪ જતાં ૪૧, તેમાં જિનનામ વધારતાં ૪૨ ઉદયમાં હોય.

૧૪ અયોગિ કેવલી-૧૨ ઉદય, ૩૦ ઉદયવિચ્છેદ.
તેરમા ગુણસ્થાનકના અંતે ૩૦ જાય, તે આ છે-
૪ **શરીર**-ઔદારિકદ્વિક, તૈજસ, કાર્મણ, ૧ વજ્રૠષભનારાચ સંઘયણ,

૬ **સંસ્થાન**-૪ વર્ણચતુષ્ક, ૨ વિહાયોગતિ.

૫ **પ્રત્યેકની**-નિર્માણ-અગુરૂલઘુ, શ્વાસોશ્વાસ, ઉપઘાત, પરાઘાત.

૪ **ત્રસદસકમાંથી**-પ્રત્યેક, સ્થિર, શુભ, સુસ્વર.

૩ **થાવર દસકની**-અસ્થિર, અશુભ, દુઃસ્વર, ૧ અન્યતર વેદની. ૩૦ જતા ૧૨ નો ઉદય, તે ૧૪ ગુણસ્થાનકના અંતે ૧૨ જાય તે આ-

મનુષ્યગતિ, પંચેદ્રિય જાતિ, જિનનામ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સૌભાગ્ય, આદેય, યશ, અન્યતર વેદની, ઉચ્ચ ગોત્ર, મનુષ્યાયુ.

## ઉદયને યોગ્ય ગુણસ્થાનક

ઉદયને યોગ્ય ૧૨૨ પ્રકૃતિ કયા કયા ગુણસ્થાનક સુધી ઉદયમા હોય તે આ પ્રમાણે

૫ જ્ઞાનાવરણીય-બારમા ગુણસ્થાનક સુધી

૯ દર્શનાવરણીય-૩ થીણદ્ધિત્રિક છઠ્ઠા સુધી, ૨ નિદ્રા-પ્રચલા બારમાના દ્વિચરમ સુધી, ૪ ચક્ષુ, અચક્ષુ, અવધિ, કેવલ બારમા સુધી

૨ વેદનીય-બ નેપ્રકૃતિ તેરમે અને ચૌદમે બેમાથી ગમે તે એક હોય

૨૮ મોહનીય-૧ મિથ્યાત્વમોહની પહેલાસુધી, ૧ મિશ્ર મોહની ત્રીજા ગુણસ્થાનકમા, ૧ સમ્યકત્વમોહની ચોથાથી સાતમા સુધી, ૪ અનતાનુબધી કષાય બીજા સુધી ૩ સજ્વલન ક્રોધ માન માયા નવમા સુધી, ૪ અપ્રત્યાખ્યાની કષાય ચોથા સુધી, ૧ સજ્વલન લોભ દસમા સુધી, ૪ પ્રત્યાખ્યાની કષાય પાચમા સુધી, ૬ હાસ્યાદિક આઠમા સુધી, ૩ વેદ નવમા સુધી, એમ ૨૮ પ્રકૃતિ થઈ

૪ આયુ-૨ નરકાયુ અને દેવાયુ તે ચોથા સુધી

૧ તિર્યંચાયુ પાચમા સુધી, ૧ મનુષ્યાયુ ચૌદમા સુધી

૬૭ નામકર્મ-૪ ગતિ, તેમા નરક દેવ ચોથા સુધી, ૧ તિર્યંચ પાંચમા, મનુષ્ય ચૌદમા સુધી

૫ જાતિ-૪ જાતિચતુષ્ક બીજા સુધી, પચેદ્રિય ચૌદમા સુધી

૮ શરીર-૨ વૈક્રિયદ્વિક ચોથા સુધી, ૨ આહારકદ્વિક છઠ્ઠામાજ, ૪ ઔદારિકદ્વિક, તૈજસ, કાર્મણ તેરમા સુધી

૬ સંઘયણ–છેલ્લા ત્રણ સાતમા સુધી, બીજુ ત્રીજું અગ્યારમાસુધી.

૬ સંસ્થાન–૪ વર્ણચતુષ્ક અને ૨ વિહાયોગતિ તે તેરમા સુધી.

૪ આનુપૂર્વી–૧ નરકાનુપૂર્વી પહેલામાં ને ચોથામાં, ૩ તિર્યંચ, મનુષ્ય, દેવની પહેલામાં, બીજામાં, ચોથામાં.

૮ પ્રત્યેકની–૧ આતપ પહેલા સુધી, ૧ ઉદ્યોત પાંચમાં સુધી, ૫ નિર્માણ, અગુરૂલઘુ, શ્વાસોશ્વાસ, ઉપઘાત, પરાઘાત તેરમા સુધી, ૧ જિનનામ ચૌદમા સુધી.

૧૦ ત્રસદશકે–૪ પ્રત્યેક, સ્થિર, શુભ સુસ્વર તેરમા સુધી. ૬ ત્રસ, બાદર, પર્યાપ્ત, સૌભાગ્ય, આદેય, યશ ચૌદમા સુધી,

૧૦ થાવરદશકે–૩ સૂક્ષ્મત્રિક પહેલા સુધી, ૧ થાવર બીજા સુધી, ૩ દુર્ભાગ્ય, અનાદેય, અપયશ ચોથા સુધી, ૩ દુઃસ્વર, અસ્થિર, અશુભ તેરમા સુધી. કુલ ૬૭ પ્રકૃતિ નામકર્મની થઈ.

૨ ગોત્રકર્મ–૧ ઊંચગોત્ર ચૌદમા સુધી ૧ નીચ ગોત્ર પાંચમા સુધી.

૫ અંતરાય–બારમા ગુણસ્થાનક સુધી.

કુલ એકસો બાવીસ પ્રકૃતિ થઈ

## ઉદીરણાનું સ્વરૂપ

ઉદય કાલ નહિ પામેલાં કર્મપુદ્ગલોને અધ્યવસાય યોગે ઉદયાવલિકામાં લાવવાં, તે ઉદીરણા. ઉદયની માફક ૬ ગુણસ્થાનક સુધી ઉદીરણા સમજવી. અપ્રમત્તાદિ સાત

ગુણસ્થાનકમા એટલે તેરમા સુધી ત્રણ પ્રકૃતિ ઓછી કરવી ૨ વેદનીય ( શાતા, અશાતા ) અને ૧ મનુષ્યાયુ

## ઉદીરણાને યોગ્ય ગુણસ્થાનક

ઉદીરણા ગુણસ્થાનકમા નીચે મુજબ કર્મપ્રકૃતિ હોય

કોઇપણ કર્મ, ઉદયની સાથે સત્તામાથી વિચ્છેદ થવાનુ હોય, ત્યારે ઉદયની છેલ્લી આવલિકા વખતે તે કર્મની ઉદીરણા હોતી નથી, તે સિવાય

બે વેદનીય, અને મનુષ્યને છઠ્ઠા ગુણસ્થાનક પછી છોડીને બ કીની દરેક ઉદય પ્રકૃતિની સાથે નિરતર ઉદીરણા હોયજ છે

પહેલે ગુણસ્થાને ૧૧૭, બીજે ૧૧૧ ત્રીજે ૧૦૦, ચોથે પાચમે ૮૭, છઠ્ઠે ૮૧, સાતમે ૭૩, આઠમે ૬૯, નવમે ૬૩, દશમે ૫૭ અગ્યારમે ૫૬, બારમાના દ્વિચરમ સુધી ૫૪, ચરમ સમયે ૫૨, તેરમે ૩૯, ચૌદમે અયોગી ગુણઠાણે અયોગિ ભગવાન ઉદીરણા રહિત હોય, કારણ કે ઉદીરણા તે યોગકૃત-કરણવિશેષ છે

## સત્તાનુ સ્વરૂપ

સતાની અદર કર્મની પ્રકૃતિ ૧૪૮ હોય છે

પૂર્વોક્ત ૧૨૨ મા પાચ બધન, પાચ સઘાતન, તે પાચ શરીરના હોય તે દશ મળી ૧૩૨ તેમા વર્ણાદિક ૪ ગણ્યા છે તે ૨૦ ગણતા ૧૬ વધે તો ૧૪૮ પ્રકૃતિ **સત્તામા હોય** વર્ણાદિક ૨૦ નીચે મુજબ છે

**વર્ણની** ૫-કાલો, નીલો, રાતો, પીળો, ધોળો

ગધની ૨-સુરભિગધ, દુરભિગધ,

**રસની** ૫-ખાટો, મીઠો, કડવો, તીખો, કસાયલો.

**સ્પર્શની** ૮-ભારે, હળવો, ઠંડો, ઉનો, સુવાળો, ખરબચડો, લુખો, ચોપડચો.

ઉપશમ સમ્યક્ત્વ ને ઉપશમશ્રેણીવાળાને પહેલાથી અગીઆરમા ગુણઠાણા સુધી, બીજા ત્રીજા ગુણઠાણાને છોડીને ૧૪૮ સંભવસત્તા હોય. મિથ્યાત્વે જિનનામની સત્તાના સંબંધમાં મનુષ્યે પૂર્વે મિથ્યાત્વે નરકાયુ બાંધ્યું હોય, પછી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પામીને જિનનામ બાંધે, તે જીવ મરતાં અવશ્ય સમ્યક્ત્વ વમીને નરકે જાય. પાછું સમ્યક્ત્વ પામે, ને પહેલા અંતર્મુહૂર્ત સુધી મિથ્યાત્વ રહે ત્યાં જિનનામની સત્તા રહે. બીજે ત્રીજે જિન નામની સત્તા ન હોય, તે માટે ૧૪૭ પ્રકૃતિ સત્તામાં હોય જિનનામ બાંધ્યા પછી, સાસ્વાદને ને મિશ્રે તથા સ્વભાવે સંબંધ ન આવે. અહિં અગ્યારમા ગુણઠાણા સુધી ૧૪૮ની સત્તા કેહી. તે નરકાયુ ને તિર્યંચાયુની સત્તા કેમ હોય? તે સંબંધમાં શ્રેણિએ નરકતિર્યંચાયુની સત્તા તો ઘટે નહી; પણ કોઈક જીવ ઉપશમશ્રેણિથી પડીને ચારેગતિને પણ કરશે, ત માટે સંભવ સત્તાની વિવક્ષાયે કહી છે. વાસ્તવિક સત્તા આઠમાથી અગ્યારમા સુધી અનતાનુબધીચતુષ્ક, તિર્યંચ ને નરકાયુ, એ છ વિના ૧૪૨ સત્તામાં હોય ક્ષાયિક સમ્યકત્વને ઉપશમશ્રેણિવાળાને ચે થાથી સાતમા સુધી દર્શનસપ્તક ચાર અનતાનુબંધીકષાય. ત્રણ મોહની ( સમ્યક્ત્વ મોહની, મિશ્રમોહની, મિથ્યાત્વ મોહની ) મળી સાત વિના ૧૪૧ ની સત્તા હોય ક્ષયોપશમ સમ્યકત્વીને, ચરમશરીરીને, ચોથાથી સાતમા

સુધી ત્રણ આયુષ્ય વિના ૧૪૫ ની સત્તા હોય ક્ષાયિક સમ્યકત્વ અને ક્ષપકશ્રેણિવાળાને ચોથાથી નવમાના પહેલા ભાગ સુધી દર્શનસપ્તક ને ત્રણ આયુ–એ દસ વિના ૧૩૮ ની સત્તા હોય નવમા ગુણસ્થાનકના નવ ભાગ છે, તેમા પહેલા ભાગે ૧૩૮, બીજે ભાગે નરકદ્વિક, તિર્યંચદ્વિક જાતિચતુષ્ક, આતપ, ઉદ્યોત, થાવર, સૂક્ષ્મ, સાધારણ, થીણદ્ધિત્રિક મળી ૧૬ વિના ૧૨૨ સત્તામા હોય ત્રીજે ભાગે અપ્રત્યાખ્યાનીચતુષ્ક, પ્રત્યાખ્યાનીચતુષ્ક વિના ૧૧૪ હોય ચોથે ભાગે નપુસક વેદ વિના ૧૧૩ હોય પાચમે ભાગે સ્ત્રીવેદ વિના ૧૧૨ હોય છઠ્ઠા ભાગે હાસ્યાદિક ૭ વિના ૧૦૬ હોય સાતમે ભાગે પુરૂષવેદ વિના ૧૦૫ હોય આઠમા ભાગે સજ્વલન ક્રોધ વિના ૧૦૪ હોય, નવમે ભાગે સજ્વલન માન વિના ૧૦૩ હોય નવમાના અતે સજ્વલન માયાનો અત થાય એટલે દશમા ગુણસ્થાનકમા ૧૦૨ સત્તામા હોય દસમાના અતે સજ્વલન લોભ જાય, બાકી બારમા ગુણસ્થાનકના દ્વિચરમ સુધી ૧૦૧ ની સત્તા હોય ચરમસમયે નિદ્રા પ્રચલા વિના ૯૯ સત્તાએ હોય ચરમ સમયના અતે ૧૪ પ્રકૃતિનો ક્ષય થાય ૫ જ્ઞાનાવરણીય, ૪ દર્શનાવરણીય, ૫ અતરાય, એ ચૌદ જતા બાકી ૮૫ ની સત્તા તેરમા તથા ચૌદમા ગુણસ્થાનકના દ્વિચરમ સુધી હોય ચૌદમાના દ્વિચરમના અતે ૭૩ પ્રકૃતિનો ક્ષય થાય ૨ દેવદ્વિક, ૧ મનુષ્યાનુપૂર્વી, ૧૮ શરીરાદિ (પચ શરીર, પાચ બધન, પાચ સઘાતન, ત્રણ ઉપાગ) ૬ સઘયણ, ૬ સસ્થાન, ૨૦ વર્ણાદિક, ૨ વિહાયોગતિ, ૫ પ્રત્યેકની નિર્માણ અગુરૂલઘુ,

ઉશ્વાસ, ઉપઘાત, પરાઘાત ૪ ત્રસની પ્રત્યેક સ્થિર, શુભ સુસ્વર, ૭ થાવરની અપર્યાપ્ત, અસ્થિર, અશુભ દુર્ભાગ્ય, દુસ્વર, અનાદેય, અપયશ ૧ નીચ ગોત્ર ૧ અન્યતર વેદની-એમ ૭૩ જતાં ચૌદમાના ચરમ સમયે બાર સત્તામાં હેય, તે ચરમ સમયના અંતે બાર પણ જાય. તે બાર આ છે:

મનુષ્યગતિ, પંચેદ્રિયજાતિ, જિનનામ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સૌભાગ્ય, આદેય, યશ, ઉંચગોત્ર અને મનુષ્યાયુ.

## સત્તાયોગ્ય ગુણસ્થાનક

૧૪૮ પ્રકૃતિમાથી કયા કયા ગુણસ્થાનકે કેટલી પ્રકૃતિ સત્તામાં હેય?

૫ જ્ઞાનાવરણીય-બારમાના ચરમ સમય સુધી.

૯ દર્શનાવરણીય-૩ થીણદ્ધિત્રિક, નવમાના પહેલા ભાગ સુધી, ૨ નિદ્રા, પ્રચલા બારમાના દ્વિચરમ સુધી, ૪ ચક્ષુ અચક્ષુ, અવધિ, કેવલ બારમાના અંત સુધી.

૨ **વેદનીય**-૧ તેરમાના અંત સુધી, ૧ ચૌદમાના અંત સુધી.

૨૮ **મોહનીય**-૩ મિથ્યાત્વ, મિશ્ર, સમ્યકત્વમોહની સાતમા ગુણસ્થાનક સુધી.

૪ **અનંતાનુબંધી**-સાતમા સુધી. ૮ અપ્રત્યાખ્યાની ને પ્રત્યાખ્યાની નવમાના બીજા ભાગ સુધી.

૩ **સંજ્વલન**-ક્રોધ માન માયા નવમા સુધી, ૧ સંજ્વલન લોભ દસમા સુધી.

૬ હાસ્યાદિક-નવમાના પાંચમા ભાગ સુધી. ૩ વેદ-નપુંસકવેદ નવમાના ત્રીજા ભાગ સુધી. સ્ત્રીવેદ નવમાના ચોથા ભાગ સુધી, પુરૂષવેદ નવમાના છઠ્ઠા ભાગ સુધી.

૪ આયુ-૨ નરકતિર્યંચાયુ સાતમા સુધી, ૧ દેવ યુ તેરમા સુધી, ૧ મનુષ્યાયુ ચૌદમા સુધી

૯૩ **નામકર્મની**-૪ ગતિ નરકતિર્યંચ નવમાના પહેલા ભાગ સુધી, દેવગતિ તેરમા સુધી, મનુષ્યગતિ ચૌદમા સુધી

૫ જાતિ-૪ જાતિચતુષ્ક નવમાના પહેલા ભાગ સુધી, ૧ પચેદ્રિય ચૌ૰મા સુધી

૭૦ પ્રકૃતિ ચૌદમના દ્વિચરમ સુધી તે આ છે —

૧૮ શરીર, ૬ સઘયણુ, ૬ સસ્થાન, ૨ વિહાયોગતિ ૨ દેવ મનુષ્યઆનુપૂર્વી, ૫ પ્રત્યેકની નિર્માણ, અગુરૂલઘુ, ઉશ્વાસ, ઉપઘાત, પરાઘાત, ૪ ત્રસની (પ્રત્યેક સ્થિર, શુભ, સુસ્વર), ૨૦ વર્ણાદિક, ૭ થાવરની (અપર્યાપ્ત, અસ્થિર, અશુભ, દુર્ભાગ્ય, દુસ્વર, અનાદેય, અપયશ)

૭ નરકગતિ-અને તિર્યંચાનુપૂર્વી એ ૨ આતપ, ઉદ્યોત, ૩ થાવર, સૂક્ષ્મ, સાધારણુ તે ૭ નવમાના પહેલા ભાગ સુધી

૭ ચૌ૰માના અત સુધી ૧ જિનનામ ૬ ત્રસદશકની-ત્રસ, બાદર, પર્યાપ્ત, સૌભાગ્ય, આદેય, યશ

૨ **ગોત્રકર્મની** ૧ નીચગોત્ર તેરમા સુધી, ૧ ઉચગોત્ર ચૌદમા સુધી

૫ અતરાય-બારમાના અત સુધી એમ ૧૪૮ પ્રકૃતિ થઇ

# પ્રકરણ ૧૩ મું.

## બંધ-સ્વામિત્વવિચાર.

માર્ગણા ૧૪ બતાવવામાં આવી છે. તેના ઉત્તરભેદ ૬૨ છે, તે આ પ્રમાણે

૧ ગતિ-૪ દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી

૨ ઇંદ્રિય-૫ એકેંદ્રિય, બે ઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને પંચેંદ્રિય

૩ કાય-૬ પૃથ્વીકાય, અપ્કાય તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય

૪ જોગ-૩ મનજોગ, વચનજોગ અને કાયજોગ

૫ વેદ-૩ નપુંસકવેદ, સ્ત્રીવેદ અને પુરૂષવેદ

૬ કષાય-૪ ક્રોધ, માન માયા, લોભ

૭ જ્ઞાન-૮ મતિ, શ્રુત અવધિ, મન પર્યવ, કેવલજ્ઞાન, મતિ અજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન

૮ સંયમ-૭ સામાયિક, છેદોપસ્થાનીય, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત, દેશવિરતિ અને અવિરતિ

૯ દર્શન ૪ ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળ

૧૦ લેશ્યા-૬ કૃષ્ણ નીલ, કાપોત, તેજો, પદ્મ, અને શુક્લ

૧૧ ભવ્ય-૨ ભવ્ય અને અભવ્ય

૧૨ સમ્યક્ત્વ-૬ ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયિક, મિશ્ર, સાસ્વાદન અને મિથ્યાત્વ.

૧૩ સંજ્ઞી-૨ સંજ્ઞી, અસંજ્ઞી.

૧૪ આહારક-૨ આહારી, અણાહારી

ઉપર મુજબ ૧૪ માર્ગણાના ૬૨ ભેદ ગણવા.

## બંધ-સ્વામિત્વ.

૧ ગતિમાર્ગણા—

૧ નરકગતિ-૧૦૧ બંધને યોગ્ય. ૧૯ પ્રકૃતિ બંધ-વિચ્છેદ તે આ—

૩ નરકત્રિક, ૪ જાતિચતુષ્ક, ૪ થાવરચતુષ્ક, ૧ આતપ, ૩ દેવત્રિક, ૨ વૈક્રિયદ્વિક, ૨ આહારકદ્વિક.

મિથ્યાત્વ ગુણસ્થાનકે જિનનામ વિના ૧૦૦ બાંધે.

સાસ્વાદન ગુણસ્થાનકે નપુસકચતુષ્ક વિના ૯૬

મિશ્ર ગુણસ્થાને તિર્યંચ ત્રિકાદિક ૨૫ મનુષ્ય આયુષ્ય અબંધક ૬૦ કે ૭૦

અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે જિનનામ ને મનુષ્યાયુ સાથે ૭૨

ઉપરનો બંધ પહેલી, બીજી, અને ત્રીજી નરક સુધી હોય. ચોથી, પાંચમી, છઠી નરકમાં જિનનામ બંધ ન હોય, તે જતાં ઓઘે મિથ્યાત્વે ૧૦૦, સાસ્વાદને ૯૬, મિશ્રે ૭૦, ચોથે મનુષ્ય સાથે ૭૧, સાતમી નરકમાં મનુષ્યાયુ વિના ઓઘે ૯૯, મિથ્યાત્વે મનુષ્યદ્વિકને ઉચગોત્ર વિના ૯૬, સાસ્વાદને નપુંસકચતુષ્ક તિર્યંચાયુ વિના ૯૧, મિશ્રે તિર્યંચત્રિકાદિમાંથી તિર્યંચાયુ જતાં ૨૪ જતાં ૬૩ ને મનુષ્યદ્વિકને ઉંચગોત્ર ૩ ભેળવતાં

૭૦ નો બધ હોય ચોથે ગુણસ્થાનકે પણ તેજ ૭૦ નો બધ હોય,

**૨ તિર્યંચગતિ**–ગુણસ્થાનક પાચ બધ યોગ્ય ૧૧૭ જિન નામ આહારકદ્વિક વિના પહેલે ૧૧૭, બીજે ૧૦૧, ત્રીજે ૬૯, તિર્યંચત્રિકાદિક ૨૫, મનુષ્યત્રિક, ઔદારિકદ્વિક, વજ્રઋષભનારાચસઘયણ મળી ૩૧ ને દેવાયુઆદિ મળી ૩૨ વિના ૬૯, ચોથે દેવાયુ સાથે ૭૦, પાચમે અપ્રત્યાખ્યાની ચતુષ્ક વિના ૬૬

**૩ મનુષ્યગતિ**–ગુણસ્થાનક ચૌદ બધને યોગ્ય ૧૨૦ પહેલે ૧૧૭, બીજે ૧૦૧, ત્રીજે ૬૯, તિર્યંચ માફક ચોથે દેવાયુ, જિનનામ સાથે ૭૧, પાચમે ૬૭, અપ્રત્યાખ્યાનીચતુષ્ક વિના બાકી છઠ્ઠાથી ચૌદમા સુધી કર્મસ્તવ માફક બધ

**૪ દેવગતિ**–ગુણસ્થાનક ચાર ૧૦૪ બધનેયોગ્ય ૧૬ બધ વિચ્છેદ ૩ નરકત્રિક, ૩ વિગલેદ્રિયત્રિક, ૩ સૂક્ષ્મત્રિક, ૩ દેવત્રિક, ૨ વૈક્રિયદ્વિક, ૨ આહારકદ્વિક ૧૬ વિના ઓઘે ૧૦૪ પહેલે ૧૦૩, જિનનામ વિના બીજે ૯૬, નપુસક ચતુષ્ક, એકેદ્રિય થાવર, આતપ વિના ત્રીજે ૭૦, તિર્યંચત્રિકાદિક ૨૫ ને મનુષ્યાયુ અબધ ૨૬ જતા ચોથે ૭૨ જિનનામ ને મનુષ્યાયુ સાથે આ બધ પહેલા બીજા દેવલોકમા હોય ભવનપતિ, વ્યતર, જ્યોતિષ્યમા જિનનામ વિના ઓઘે મિથ્યાત્વે ૧૦૩, બીજે ૯૬, ત્રીજે ૭૦, ચોથે મનુષ્યાયુ સાથે ૭૧, ત્રીજાથી આઠમા દેવલોક સુધી પહેલી બીજી નરક માફક, ઓઘે ૧૦૧ પહેલે ૧૦૦, બીજે ૯૬, ત્રીજે ૭૦, ચોથે ૭૨

નવમા દેવલોકથી નવમા ગ્રૈવેયક સુધી ઓઘે ૯૭, તિર્યંચત્રિક, ઉદ્યોત વિના પહેલામા ૯૬, જિનનામ વિના બીજે ૯૨, નપુસક

ચતુષ્કવિના ત્રીજે ૭૦, તિર્યંચત્રિકાદિક ૨૫ માં તિર્યંચત્રિકઉદ્યોત જતાં ૨૧, ને મનુષ્યાયુબંધ ૨૨ જતાં ચોથે ૭૨. જિનનામ ને મનુષ્યાયુ સાથે પાંચ અનુત્તરમાં ગુણસ્થાનક એક ચોથું ને બંધ ૭૨.

૨ ઇંદ્રિયમાર્ગણા–

એકેદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય. ગુણસ્થાનક પહેલું, બીજું, બંધ ૧૦૯ નો. ૮ વૈક્રિય અષ્ટક, ૨ આહારકદ્વિક, ૧ જિનનામ જતાં ઓઘે મિથ્યાત્વે ૧૦૯, બીજે ૯૪, જાતિચતુષ્ક, થાવરચતુષ્ક, આતપ નપુંસકચતુષ્ક, મનુષ્ય ને તિર્યંચાયુ એ પંદર વિના ૯૪. પંચેદ્રિય ગુણસ્થાનક ચૌદ, બંધકર્મસ્તવ માફક.

૩ કાયમાર્ગણા–

પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય એ ત્રણમાં એકેંદ્રિયમાર્ગણા માફક. બે ગુણસ્થાન, ઓઘેમિથ્યાત્વે ૧૦૯, બીજે ૯૪. તેઉકાય ને વાઉકાયમાં એક પહેલું ગુણસ્થાનક. મનુષ્યત્રિકને ઊચગોત્ર વિના ઓઘે મિથ્યાત્વે ૧૦૫ નો બધ. ત્રસકાય ગુણસ્થાનક ચૌદ, બંધ કર્મસ્તવ માફક.

૪ યોગમાર્ગણા–

મનોયોગ, વચનયોગમાં ગુણસ્થાનક ૧૩ સુધી. બંધયોગ્ય ૧૨૦ કર્મસ્તવ માફક. કાયયોગમાં ઔદારિક કાયયોગ. ગુણસ્થાનક ૧૩. બંધ મનુષ્યમાર્ગણા માફક. ઓઘે ૧૨૦, પહેલે ૧૧૭, બીજે ૧૦૧, ત્રીજે ૬૯, ચોથે ૭૧, પાંચમે ૬૭, પછી કર્મસ્તવ માફક.

ઔદારિક મિશ્ર કાયયોગ ગુણસ્થાનક પહેલું, બીજું, ચોથું ને તેરમું. બંધયોગ ઓઘે ૧૧૪, નરકત્રિક, આહારકદ્વિક, દેવાયુ એ છ વિના પહેલે ૧૦૯. જિનપંચક વિના બીજે

૯૪ જાતિચતુષ્ક, થાવરચતુષ્ક, આતપ, નપુંસકચતુષ્ક, મનુષ્ય, તિર્યંચ, આયુ ૫દર વિના ૬૪, એ એ ૭૦, તિર્યંચત્રિકાદિક ૨૫મા તિર્યંચાયુ જતાં ૨૪, મનુષ્યદ્વિક, ઔદારિકદ્વિક, વજ્રઋષભ સંઘયણ મળી ૨૯ જતાં ૬૫, જિનપંચક વધારતા ૭૦ તેરમા ગુણસ્થાનકમા ૧ શાતાવેદનીય બંધ હોય વૈક્રિય કાયયોગે દેવમાર્ગણાની માફક ઓઘે ૧૦૪, પહેલે ૧૦૩, ગુણસ્થાનક ચાર બીજે ૯૬, ત્રીજે ૭૦, ચોથે ૭૨ વૈક્રિય મિશ્રકાયયોગમા ગુણસ્થાનક ત્રણ, તિર્યંચ ને મનુષ્યાયુ વિના ઓઘે ૧૦૨ પહેલે જિનનામ વિના ૧૦૧, બીજે ૯૪, નપુંસક ચતુષ્ક, એકેંદ્રિય થાવર, આતપ વિના ચોથે ૭૧, તિર્યંચત્રિકાદિકમા તિર્યંચાયુ જતા ૨૪ ને જિનનામ વધારતાં ૭૨ આહારકકાય ને આહારકમિશ્ર કાયયોગમા છઠ્ઠુ ગુણસ્થાનક ને ૬૩ બંધ કર્મસ્તવ માફક કાર્મણ કાયયોગે ગુણસ્થાનક પહેલુ, બીજુ, ચોથુ અને તેરમુ ઓઘે ૧૧૨, નરકત્રિક, આહારકદ્વિક, દેવ, મનુષ્ય, તિર્યંચઆયુ વિના પહેલે ૧૦૭, જિનપંચક વિના બીજે ૯૪, જાતિચતુષ્ક, થાવરચતુષ્ક આતપ, નપુંસકચતુષ્ક એ ૧૩ વિના ચોથે ૭૫ તિર્યંચત્રિકાદિકમા તિર્યંચાયુ વિના ૨૪ જતા ૭૦ ને જિનપંચક વધારતા ૭૫. તેરમે ૧ શાતાવેદનીય કાર્મણ કાયયોગ અવાતરાલે વાટે વહેતા અને ઉપજવાને પહેલે સમયે હોય તપથી કેવળીસમુદ્ઘાતમા ત્રીજે ચોથે પાચમે સમયે હોય

૫ વેદમાર્ગણા—

પુરૂષવેદ, સ્ત્રીવેદ, નપુંસકવેદ—ગુણસ્થાનક ૯, બંધ કર્મસ્તવ માફક

૬ કષાયમાર્ગણા—

અનંતાનુબંધીચતુષ્ક-એ ગુણસ્થાક. પહેલે ૧૧૭ આહારકદ્વિક જિનનામ વિના બીજે ૧૦૧.

અપ્રત્યાખ્યાનીચતુષ્ક-ગુણસ્થાનક ૪, ઓઘે ૧૧૮. આહારકદ્વિક વિના બાકી કર્મસ્તવ માફક.

પ્રત્યાખ્યાનીચતુષ્ક-ગુણસ્થાનક ૫, ઓઘે ૧૧૮ કર્મસ્તવ માફક.

સંજ્વલનત્રિક-ક્રોધ, માન, માયામાં ગુણસ્થાનક ૯, કર્મસ્તવ માફક.

સંજ્વલન લોભ-ગુણસ્થાનક ૧૦. કર્મસ્તવ માફક.

૭ જ્ઞાનમાર્ગણા—

મતિ, શ્રુત, અવધિ-એમાં ગુણસ્થાનક ચોથાથી બારમા સુધી. ઓઘે ૭૯ કર્મની માફક.

મનઃપર્યવ-ગુણસ્થાનક છઠ્ઠાથી બારમા સુધી. ઓઘે ૬૫. છઠ્ઠે ૬૩ કર્મસ્તવ માફક.

કેવળજ્ઞાન-ગુણસ્થાનક તેરમું, ચૌદમું. તેરમે ૧, ચૌદમે અબંધ.

મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન ગુણસ્થાન પહેલાથી ત્રીજુ, કર્મસ્તવ માફક.

૮ સંયમમાર્ગણા—

સામાયિક, છેદોપસ્થાપનીય ગુણસ્થાનક છઠ્ઠાથી નવમું. ઓઘે ૬૫. છઠ્ઠે ૬૩. કર્મ સ્તવ માફક.

પરિહારવિશુદ્ધિ-ગુણસ્થાનક છઠ્ઠું, સાતમુ ઓઘે ૬૫, છઠ્ઠે ૬૩, સાતમે ૫૮-૫૯

સૂક્ષ્મસંપરાય-ગુણસ્થાનક દસમુ ૧૭ નો બંધ

યથાખ્યાત-ગુણસ્થાન અગીયારમાથી ચૌદમુ પહેલા ત્રણમા ૧ સાતાનો બંધ, ચૌદમુ અબંધ

દેશવિરતિ-પાચમુ ગુણસ્થાનક ૬૭ નો બંધ,

અવિરતિ-પહેલાથી ચોથા સુધીમા ઓઘે ૧૧૮ કર્મસ્તવ માફક

૯ દર્શનમાર્ગણા—

ચક્ષુદર્શન, અચક્ષુદર્શન ગુણસ્થાનક પહેલાથી બારમા સુધી કર્મસ્તવ માફક

અવધિદર્શન-ગુણસ્થાનક ચોથાથી બારમુ ઓઘે ૭૯, કર્મસ્તવ માફક

કેવળદર્શન-ગુણસ્થાનક તેરમુ ચૌદમુ તેરમે ૧, ચૌદમુ અબંધ

૧૦ લેશ્યા માર્ગણા

કૃષ્ણ, નીલ, કાપોત-ગુણસ્થાનક પહેલાથી છઠ્ઠુ ઓઘે ૧૧૮ આહારકદ્વિક વિના પહેલે ૧૧૭, બીજે ૧૦૧ ત્રીજે ૭૪, ચોથે દેવા યુ વિના ૭૮ પાચમે ૬૬, છઠ્ઠે ૬૨

તેજોલેશ્યા-ગુણસ્થાનક પહેલાથી સાત ઓઘે ૧૧૧, નરકત્રિક, સૂક્ષ્મત્રિકે, વિગલે દ્રિયત્રિક એ નવ વિના પહેલે ૧૦૮, જિનનામ, આહારકદ્વિક વિના બીજે ૧૦૧, નપુસકચતુષ્ક

એકેંદ્રિય થાવર આતપ વિના ત્રીજાથી સાતમા સુધી કર્મ-સ્તવ માફક.

ત્રીજાથી સાતમા સુધી કર્મસ્તવ માફક.

પદ્મ લેસ્યા–પહેલાથી સાત ગુણસ્થાનક. ઓઘે ૧૦૮, નરકત્રિક, જાતિચતુષ્ક, થાવરચતુષ્ક, આતપ એ બાર વિના પહેલે ૧૦૫, જિનનામ આહારકદ્વિક વિના બીજે ૧૦૧. નપુંસકચતુષ્ક વિના ત્રીજાથી સાતમા સુધી કર્મસ્તવ માફક.

શુકલલેસ્યા–ગુણસ્થાનક પહેલાથી તેરમા સુધી. ઓઘે ૧૦૪. નરકત્રિક, જાતિ, ચતુષ્ક, થાવર ચતુષ્ક, તિર્યંચત્રિક, આતપ, ઉદ્યોત એ ૧૬ વિના પહેલે ૧૦૧, આહારકદ્વિક, જિનનામ વિના બીજે ૯૭, નપુંસકચતુષ્ક વિના ત્રીજે ૭૪. તિર્યંચત્રિકાદિક ૨૫ માંથી તિર્યંચત્રિક ઉદ્યોત વિના ૨૧. મનુષ્ય દેવાયુ અબંધ એ ૨૩ જતાં ૭૪. ચોથાથી તેરમા સુધી કર્મ-સ્તવ પ્રમાણે.

**૧૧ ભવ્ય–અભવ્ય માર્ગણા**

ભવ્યને ગુણસ્થાનક ચૌદ. બંધ કર્મસ્તવ માફક. અભવ્યને ગુણસ્થાનક પહેલું, ૧૧૭ નો બંધ.

**૧૨ સમ્યક્ત્વ માર્ગણા--**

**ક્ષયોપશમ**–ગુણસ્થાનક ચોથાથી સાતમા સુધી. ઓઘે ૭૯, ચોથે ૭૭, આહારકદ્વિક વિના પાંચમાથી કર્મસ્તવ માફક.

**ઉપશમ**–ગુણસ્થાનક ચોથાથી અગ્યારમા સુધી. ઓઘે ૭૭. **મનુષ્ય દેવાયુ** વિના. ચોથે ૭૫. આહારકદ્વિક વિના પાંચમે ૬૬, છઠે ૬૨, સાતમે ૫૮, પછી કર્મસ્તવ પ્રમાણે.

( આયુષ્યનો બધ હોય નહી )

ક્ષાયિક-ગુણસ્થાનક ચોથાથી ચૌદમા સુધી ઓઘે ૭૯ ચોથે ૭૭, આહારકદ્વિક વિના બાકી ગુણસ્થાનકે કર્મ-સ્તવ માફક

મિશ્ર-ગુણસ્થાનક ત્રીજુ ૭૪ નો બધ કર્મસ્તવ માફક

સાસ્વાદન-ગુણસ્થાનક બીજુ, ૧૦૧ નો બધ કર્મ-સ્તવની માફક

મિથ્યાત્વ-ગુણસ્થાનક પહેલુ, ૧૧૭ નો બધ કર્મ સ્તવની માફક

૧૩ સજ્ઞી-અસજ્ઞી માર્ગણા

સજ્ઞીને ગુણસ્થાનક ચૌદ બધ કર્મસ્તવ માફક અસ-જ્ઞીને ગુણસ્થાનક પહેલુ, બીજુ પહેલે ૧૧૭, બીજે ૧૦૧

૧૪ આહારી અણાહારી માર્ગણા

આહારી ગુણસ્થાનક પહેલાથી તેરમા સુધી બધ કર્મસ્તવ માફક અણાહારી ગુણસ્થાનક પાચ પહેલુ, બીજુ, ચોથુ, તેરમુ, ચૌદમુ બધ કાર્મણ કાયયોગ માર્ગણા માફક ઓઘે ૧૧૨, પહેલામા ૧૦૭, બીજે ૯૪, ચોથે ૭૫, તેરમે ૧, ચૌદમુ અબધ

## પ્રકરણ ૧૪ મુ

### જીવસ્થાનકમા ગુણસ્થાનકાદિ

સૂક્ષ્મ એકેન્દ્રિય, બાદર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, અસંજ્ઞી પચેન્દ્રિય, સંજ્ઞી પચેન્દ્રિય–એ સાત સ્થાનના પર્યાપ્તા, અપર્યાપ્તા મળી ૧૪ ભેદ થાય આ ચૌદ જીવસ્થાનમા ગુણસ્થાનક, યોગ, ઉપયોગ, લેશ્યા, બધ, ઉદય, ઉદીરણા, સત્તા અને અલ્પબહુત્વ એમ નવ દ્વાર કહેવામા આવે છે

ગુણસ્થાનક—

બાદર એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય, અસંજ્ઞી પચેન્દ્રિય–એ પાચ અપર્યાપ્તામા પહેલુ ને બીજુ એ બે ગુણ સ્થાનક હોય જીવ મિથ્યાત્વે તો સદાય છે, પણ કોઇક જીવ પરભવથી સમ્યક્ત્વ વમીને આવતા, ઉત્પત્તિકાળે અપર્યાપ્તા વસ્થાએ સાસ્વાદનપણ પામે અહિ, કરણઅપર્યાપ્તો જાણવો લબ્ધિ અપર્યાપ્તાને તો સાસ્વાદન હોય જ નહી

ઉપરના પાચ પર્યાપ્તા તથા સૂક્ષ્મ એકેન્દ્રિય પર્યાપ્ત–આ સાત જીવસ્થાનમાં પહેલુ, બીજુ, ચોથુ ગુણસ્થાનક હોય. સંજ્ઞિ પચેન્દ્રિય અપર્યાપ્તમા પહેલુ, બીજુ, ચોથુ ગુણ સ્થાનક હોય સંજ્ઞિ પચેન્દ્રિય પર્યાપ્તામા ૧૪ ગુણસ્થાનક હોય

યોગ—

૪ મનોયોગ–સત્ય, અસત્ય, મિશ્ર, વ્યવહાર.

૪ વચનયોગ–સત્ય, અસત્ય, મિશ્ર, વ્યવહાર.

૭ કાયયોગ–ઔદારિક, ઔદારિકમિશ્ર, વૈક્રિય, વૈક્રિય-મિશ્ર, આહારક, આહારકમિશ્ર, કાર્મણકાય મળી ૭. કાયમાં દ્વિક હોય તે મિશ્ર જાણવું. એમ ૧૫ યોગ હોય.

સૂક્ષ્મએકેંદ્રિય, બાદરએકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, અસજ્ઞી પંચેદ્રિય, અપર્યાપ્ત–આ છની અંદર એ ત્રણ યોગ હોય;

કાર્મણ કાયયોગ, ઔદારિકમિશ્ર. અન્ય આચાર્યો શરીર પર્યાપ્તિ પૂરી હોય તો ઔદારિક કાયયોગ મળી ત્રણ યોગ માને છે.

સૂક્ષ્મએકેંદ્રિય પર્યાપ્તમાં–૧ ઔદારિક કાયયોગ હોય.

બાદરએકેદ્રિય પર્યાપ્તમાં ઔદારિક કાયયોગ, વૈક્રિયદ્વિક, વિગલેદ્રિય ને અસજ્ઞી પર્યાપ્ત–આ ચારમાં ૨ ઔદારિક કાયયોગ, વ્યવહાર વચનયોગ. સંજ્ઞિ પંચેદ્રિય અપર્યાપ્તમાં ત્રણ ચાર યોગ, કાર્મણ કાયયોગ. ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર, ઔદારિકકાયયોગ. સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તમાં ૧૫ યોગ હોય

ઉપયોગ—

૫ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૪ દર્શન મલી ૧૨ ઉપયોગ.

ઉપરના ૭ અપર્યાપ્તામાં તથા સૂક્ષ્મ–બાદર એકેદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય–ચાર પર્યાપ્તા મળી દસ જીવસ્થાનમાં ૩ ઉપયોગ હોય–મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, અચક્ષુદર્શન ચૌરિંદ્રિય અને અસજ્ઞિ પર્યાપ્તા આ બેમા ચાર ઉપયોગ હોયઃ

મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન. સજ્ઞિપચેદ્રિય અપર્યાપ્તામા આઠ ઉપયોગ હોય મતિશ્રુત અવધિ એ, ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, અચક્ષુદર્શન અને અવધિ દર્શન સજ્ઞિ પ ચેદ્રિય પર્યાપ્તામા બાર ઉપયોગ હોય

લેશ્યા—

એકેદ્રિય, વિકલેદ્રિય, અસજ્ઞિ પચેદ્રિય-પર્યાપ્ત અપર્યાપ્ત એ ૧૨ જીવસ્થાનમા-બાદર અપર્યાપ્ત એકેદ્રિયને છોડીને ૧૧ જીવસ્થાનમા પ્રથમની ૩ લેશ્યા હોય બાદર અપર્યાપ્તમાં ચાર લેશ્યા હોય દેવતા ચ્યવીને આવે તેને સજ્ઞિ પચેદ્રિય પર્યાપ્ત અપર્યાપ્તમા છ લેશ્યા હોય

બધ—

બધના સ્થાન ૪-૮-૭-૬-૧ નો બધ હોય

સજ્ઞી પચેદ્રિય પર્યાપ્તને છોડીને ૧૩ જીવસ્થાનમા ૮-૭ નો બધ હોય

આયુષ્ય બધ કાલે ૮, બાકી ૭ નો બધ હોય

સજ્ઞી પચેદ્રિય પર્યાપ્તામા સાતમા ગુણસ્થાનક સુધી ૮-૭ નો બધ હોય

ત્રીજે, આઠમે, નવમે ગુણસ્થાનકે આયુષ્ય વિના ૭ નો બધ હોય દસમા ગુણસ્થાનકે મોહની વિના ૬ નો બધ હોય અગ્યાર, બાર ને તેરમા ગુણસ્થાનકમા ૧ શાતા-વેદનીયનો બધ હોય ચૌદમુ ગુણસ્થાનક અબધ છે

ઉદય—

ઉદયના સ્થાન ૩-૮-૭-૪ નો ઉદય હોય સજ્ઞી

૫ ચેંદ્રિય પર્યાપ્તને છોડીને ૧૩ ગુણસ્થાનકમાં આઠનો ઉદય હોય. સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તામાં દસમા ગુણસ્થાનક સુધી ૮ નો ઉદય હોય. અગ્યારમા, બારમા ગુણસ્થાનકમાં મોહની વિના ૭ નો ઉદય હોય ને તેરમા ચોદમા ગુણસ્થાનકમાં ૪ અઘાતીનો ઉદય હોય.

ઉદીરણા—

ઉદીરણાના સ્થાન ૫-૮-૭-૬-૫-૨ ની ઉદીરણા સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તને છોડીને ૧૩ જીવસ્થાનમાં સાત આઠના ઉદીરણા હોય.

આયુષ્યની અંત આવલિકામાં આયુષ્યની ઉદીરણા ન હોય.

સજ્ઞિ પંચેદ્રિય પર્યાપ્તામાં ૧, છઠ્ઠા ગુણસ્થાનક સુધી સાત આઠની ઉદીરણા હોય.

સાતમાથી દસમાની ઉપાન્ત આવલિકા સુધી વેદનીય આયુ વિના છની ઉદીરણા. દસમાની અંત આવલિકાથી બારમાન ઉપાન્ત આવલિકા સુધી. વેદનીય, આયુ ને મોહનીય વિના પાંચની ઉદીરણા. બારમાની અંત આવલિકામાંથી તેરમાના અંત સુધી નામ ને ગોત્ર બેની ઉદીરણા હોય. ચૌદસું અનુદીરણ છે.

સત્તા—

સત્તાના સ્થાન ૩-૮-૭-૪ની સત્તા.

સંજ્ઞી પચેંદ્રિય પર્યાપ્તને છોડીને ૧૩ જીવસ્થાનમાં આઠની સત્તા હોય.

સ ઞી પ ચે દ્રિય પર્યાપ્તામા અગ્યારમા ગુણુસ્થાનક સુધી ૮ ની સત્તા, બારમામા મોહનીય વિના ૭ ની સત્તા, તેરમા ચોદમા ગુણુસ્થાનકમા ૪ ની સત્તા હોય

અલ્પબહુત્વ—

સહુથી થોડા સ ઞી પ ચે દ્રિય પર્યાપ્ના, તેનાથી અસ ખ્ય ગુણા સ ઞી પ ચે દ્રિય પર્યાપ્તા તેનાથી સ ખ્યાતગુણા ચૌરિ-દ્રિય પર્યાપ્તા, તેનાથી વિશેષાધિક અસ ઞી પ ચે દ્રિય પર્યાપ્ના, તેનાથી વિશેષાધિક બેઇંદ્રિય પર્યાપ્તા, તેનાથી વિશેષ ધિક તેઇંદ્રિય પર્યાપ્તા તેનાથી અસ ખ્યાતગુણા અસ ઞી પ ચે દ્રિય અપર્યાપ્ના તેનાથી વિશેષાધિક ચૌરિંદ્રિય અપર્યાપ્તા, તેનાથી વિશેષાધિક તેઇંદ્રિય અપર્યાપ્તા, તેનાથી વિશેષાધિક બેઇંદ્રિય અપર્યાપ્તા, તેનાથી અન તગુણા બાદર એકે દ્રિય પર્યાપ્ના, તેનાથી અસ ખ્યાતગુણા બાદર એકે-દ્રિય અપર્યાપ્તા, તેનાથી અસ ખ્યાતગુણા સૂક્ષ્મ એકે દ્રિય અપર્યાપ્તા અને તેનાથી સ ખ્યાતગુણા સૂક્ષ્મ એકે દ્રિય પર્યાપ્તા જાણુવા

## પ્રકરણ ૧૫ મુ.

### માર્ગણામા જીવસ્થાનાદિ

૬૨ માર્ગણામા જીવસ્થાનક, ગુણસ્થાનક, યોગ, ઉપયોગ, લેશ્યા અને અલ્પમહુત્વ બતાવવામા આવે છે

**જીવસ્થાન**

દેવગતિ, નરકગતિ, વિભગજ્ઞાન, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અવધિદર્શન, ઔપશમિક,ક્ષાયોપશમિક, ક્ષાયિક, પદ્મલેશ્યા શુક્લલેશ્યા, અને સજ્ઞીપચેદ્રિય–એ ૧૩ માર્ગણામા સજ્ઞીપચેદ્રિય, પર્યાપ્તા, અપર્યાપ્તા એમ બે ભેદ હોય અપર્યાપ્તા તે સર્વત્ર કરણઅપર્યાપ્તા જાણવા લબ્ધિઅપર્યાપ્તા નહી ગર્ભજ મનુષ્યમા સજ્ઞી પર્યાપ્તા, અપર્યાપ્તા બે ભેદ અને સમૂર્છિમ મનુષ્યમા અસજ્ઞી અપર્યાપ્તા એ એક ભેદ, એટલે મનુષ્યમા ૩ જીવના ભેદ હોય સજ્ઞી પર્યાપ્તા, અપર્યાપ્તા, બાદર એકેદ્રિય ૩ ભેદ તેજોલેશ્યામા હોય પાચ સ્થાવર એકેદ્રિયને વિષે પ્રથમના ચાર જીવભેદ હોય અસજ્ઞીના વિષે સજ્ઞી પર્યાપ્તા, અપર્યાપ્તા વિના ૧૨ ભેદ હોય વિગલેદ્રિયને વિષે બે બે જીવભેદ પર્યાપ્તા, અપર્યાપ્તા હોય ત્રસકાયના વિષે છેટલા દસ જીવસ્થાનો હોય અવિરતિ, આહારી, તિર્યચગતિ, કાયયોગ, કષાય, બે

અજ્ઞાન, પ્રથમની ત્રણ લેશ્યા, ભવ્ય, અભવ્ય, અચક્ષુ-
દર્શન, નપુંસકવેદ ને મિથ્યાત્વ એ ૧૭ માં સર્વ જીવના
ભેદ હોય.

કેવળજ્ઞાન, કેવળદર્શન, પાંચસંયમ, મનઃપર્યવજ્ઞાન, દેશ-
વિરતિ, મનોયોગ અને મિશ્ર સમ્યક્ત્વ—એ ૧૧ માં સંજ્ઞી પંચે-
દ્રિય પર્યાપ્તા એ એક ભેદ હોય. વચનયોગના વિષે પાંચ છેલ્લા
પર્યાપ્તા જીવસ્થાન હોય. ચક્ષુદર્શનના વિષે ચૌરિંદ્રય, સંજ્ઞી,
અસંજ્ઞીપંચેદ્રિય ત્રણ પર્યાપ્તા ને ત્રણ અપર્યાપ્તા, પણ ભેગા
ગણીએ તો છ ભેદ હોય. સ્ત્રીવેદ, પુરુષવેદ ને પંચેંદ્રિયને
વિષે છેલ્લા ચાર જીવસ્થાન હોય. અણાહારી વિષે સંજ્ઞી
પર્યાપ્ત અપર્યાપ્ત તથા છ અપર્યાપ્તા એ આઠ જીવસ્થાન
હોય. સૂક્ષ્મ અપ્રર્યાપ્તા વિના તે સાત જીવસ્થાન સાસ્વાદન
સમ્યક્ત્વે હોય.

ગુણસ્થાન—

તિર્યંચ ગતિને પહેલા પાંચ, અને દેવતા, નારકીના વિષે ચાર
ગુણઠાણા. મનુષ્યગતિ, સંજ્ઞી પંચેદ્રિય, ભવ્ય. અને ત્રસકાયને વિષે
સર્વ ગુણઠાણા હોય. એકેંદ્રિય, વિકલેદ્રિય, પૃથ્વીકાય, અપ્-
કાય અને વનસ્પતિકાયને વિષે બે ગુણઠાણા. તેઉકાય, વાયુ-
કાય ને અભવ્યને વિષે પહેલું ગુણઠાણું હોય. ત્રણ વેદ ને
ત્રણ કષાયને વિષે નવ ગુણઠાણા હોય. લોભમાં દસ ગુણઠાણા
હોય ને અવિરતિ ચારિત્રને ચાર ગુણઠાણાં હોય. અજ્ઞાનત્રિક
(મતિ, શ્રુત, વિભંગ)માં બે અથવા ત્રણ ગુણઠાણાં હોય. ચક્ષુ,
અચક્ષુદર્શનમાં પ્રથમના બાર ને યથાખ્યાત ચારિત્રને છેલ્લા ચાર
ગુણસ્થાન હોય. મનઃપર્યવજ્ઞાને પ્રમત્તથી બારમા સુધી સાત,

સામાયિક, છેદોપસ્થાપનીય ચારિત્રે પ્રમત્તથી નવમા સુધી ચાર પરિહારવિશુદ્ધિને પ્રમત્ત બે, કેવળજ્ઞાન, કેવળદર્શને છેલ્લા બે હોય મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અવધિદર્શન એ ચારમા ચોથાથી બારમા સુધી નવ હોય ઔપશમિક સમ્યક્ત્વે ચોથાથી અગ્યારમા સુધી આઠ હોય ક્ષયોપશમ ને ચોથાથી સાત સુધી ચાર હોય ક્ષાયિકને ચોથાથી ચૌદમા સુધી અગ્યાર હોય મિથ્યાત્વ, સાસ્વાદન, મિશ્ર, દેશવિરતિ, સૂક્ષ્મસંપરાય દરેકને નામ મુજબ એક ગુણઠાણુ હોય મનોયોગી, વચનયોગી, કાયયોગી આહારી ને શુક્લ-લેશ્યા એ પાંચને તેર ગુણસ્થાન હોય અસંજ્ઞીને પહેલા બે, પહેલી ત્રણ લેશ્યામા છ ગુણઠાણા, તેજો પદ્મ લેશ્યા મા સાત હોય અણાહારીમા પાંચ-પહેલા બે, છેલ્લા બે અને અવિરતિ સમ્યગદષ્ટિ હોય ।

યોગ—

અણાહારીને એક કાર્મણ યોગ હોય મનુષ્ય ગતિ, પંચેન્દ્રિય જાતિ, ત્રસકાય, કાયયોગ, અચક્ષુદર્શન, પુરૂષ વે૦, નપુંસકવેદ, કષાય, ભાગણ્ ક્ષયોપશમ ને ક્ષાયિક સમ્યક્ત્વ, સંજ્ઞી, છ લેશ્યા, આહારી ભવ્ય, મતિજ્ઞાન, શ્રુતજ્ઞા ।, અવધિજ્ઞાન, અવધિદર્શન એ ૨૬ માર્ગણામા ૧૫ યોગ હોય તિર્યંચગતિ, સ્ત્રીવેદ, અવિરતિ, સાસ્વાદન સમ્યક્ત્વ, ઉપશમ સમ્યક્ત્વ, ત્રણ અજ્ઞાન, અભવ્ય, મિથ્યાત્વ-એ દસ માર્ગણામાં આહારકદ્વિક વિના ૧૩ યોગ હોય દેવતા અને નારકીને ઔદારિકદ્વિક વિના ૧૧ યોગ હોય, ઔદારિકદ્વિક ને કાર્મણ કાયયોગ એ ત્રણ સ્થાવરને

વિષે હોય ને વૈક્રિયદ્વિક સહિત પાંચ યોગ એકેંદ્રિય જાતિને વાઉકાયને હોય. ને વ્યવહાર વચનયોગ સહિત છ યોગ અસંજ્ઞીને હોય. તેમાંથી વૈક્રિયદ્વિક વિના ચાર યોગ વિકલેંદ્રિયને હોય. મનયોગ વચનયોગ સામાયિક છેદોપસ્થાપનીય, ચક્ષુદર્શન, મનપર્યવજ્ઞાન એ છ માર્ગ-ણામાં ઔદારિક મિશ્ર ને કાર્મણ યોગ વિના ૧૩ યોગ હોય. કેવળજ્ઞાન, કેવળદર્શન વિષે ઔદારિકદ્વિક, કાર્મણકાયયોગને પહેલા છેલ્લા મનવચનયોગ હોય. પરિહારવિશુદ્ધિ ને સૂક્ષ્મ-સંપરાય ચારિત્ર વિષે ચાર મનના ચાર વચનના ને ઔદારિક કાયયોગ સહિત ૯ યોગ હોય. વૈક્રિય કાયયોગ સહિત ૧૦ યોગ મિશ્રદૃષ્ટિને હોય વૈક્રિયમિશ્ર સહિત ૧૧ દેશવિરતિને હોય. યથાખ્યાત ચારિત્રને ચાર મનના, ચાર વચનના, ઔદારિ-કદ્વિક, કાર્મણકાયયોગ મળી ૧૧ યોગ હોય. કેવલીસમુદ્ઘાતે કાર્મણ ઔદારિકમિશ્ર હોય.

ઉપયોગ—

દેવતા, નારકી, અવિરતિ, તિર્યંચ આ ચારમાં મનઃપર્યવ-જ્ઞાન, કેવળજ્ઞાન ને કેવળદર્શન વિના ૯ હોય. ત્રસકાય, ત્રણ યોગ, ત્રણ વેદ, શુક્લલેશ્યા, આહારી, મનુષ્ય ગતિ, પંચેંદ્રિય જાતિ, સંજ્ઞી ને ભવ્ય એ ૧૩ માર્ગણામાં ૧૨ ઉપ-યોગ હોય. અહીં ૩ વેદને તો ઉપયોગ ૧૦ હોય ને નવમા ગુણઠાણા સુધી જ વેદોદય હોય, તો કેવળદ્વિક ક્યાંથી હોય ? પણ અહીંઆ ગ્રંથકારે વેદને લિંગાકાર માત્રજ વિવક્ષ્યો છે તે માટે હોય. ચક્ષુ, અચક્ષુદર્શન, પાંચ લેશ્યા, ચાર કષાય ૧૧ માર્ગ-ણામાં કેવળદ્વિક વિના ૧૦ ઉપયોગ હોય. ચૌરિંદ્રિય અને

અસજ્ઞીને વિષે બે અજ્ઞાન, બે દર્શન મલી ૪ ઉપયોગ હોય એકેદ્રિય, બેઇદ્રિય, તેઇદ્રિય, સ્થાવરકાય—એ આઠ માર્ગણામા બે અજ્ઞાન ને અચક્ષુદર્શન મળી ત્રણ ઉપયોગ હોય ત્રણ અજ્ઞાન અભવ્ય, મિથ્યાત્વ ને સાસ્વાદન એ છ માર્ગણામા ત્રણ અજ્ઞાન, બે દર્શન હોય કેવળદ્વિકમા કેવળજ્ઞાન, કેવળદર્શન બે ઉપયોગ હોય ક્ષાયિક સમ્યકત્વ ને યથાખ્યાત ચારિત્રમા ત્રણ અજ્ઞાન વિના નવ હોય દેશવિરતિમાં ત્રણ જ્ઞાન, ત્રણ દર્શન હોય મિશ્ર માર્ગણાએ છ ઉપયોગ અજ્ઞાનમિશ્રિત હોય અણાહારીને મન પર્યવજ્ઞાન ને ચક્ષુદર્શન વિના ૧૦ ઉપયોગ હોય ચાર જ્ઞાન, ચાર સયમ, ઉપશમ ને ક્ષયોપશમિક સમ્યકત્વ, અવધિદર્શન એ ૧૧ માર્ગણામા ચાર જ્ઞાન ને ત્રણ દર્શન હોય

લેશ્યા

લેશ્યા માર્ગણામા પોતપોતાની એકેકી લેશ્યા હોય એકેદ્રિય, અસજ્ઞી, પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય એ પાચ માગણામા પ્રથમની ચાર લેશ્યા હોય નારકી, વિકલેદ્રિય, તેઉકાય ને વાઉકાય છ માર્ગણામા પ્રથમની ત્રણ લેશ્યા હોય યથાખ્યાત ને સૂક્ષ્મસપરાય ચારિત્રને કેવળદ્વિક ચારમા શુકલલેશ્યા હોય બાકીની ૪૧ માર્ગણામા છ

**સંયમ માર્ગણા**-સૌથી થોડા સૂક્ષ્મસંપરાય, સંખ્યાત ગુણ પરિહારવિશુદ્ધિ, સંખ્યાતગુણા યથાખ્યાત, સંખ્યાતગુણા છેદોપસ્થાપનીય, સંખ્યાતગુણા સામાયિક, અસંખ્યાતગુણા દેશવિરતિ, અનંતગુણા અવિરતિ.

**દર્શન માર્ગણ**-સૌથી થોડા અવધિદર્શની, અસંખ્યાતાગુણા ચક્ષુદર્શની, અનતગુણ કેવળદર્શની, અનંતગુણા અચક્ષુ દર્શની.

**લેશ્યામાર્ગણા**-સૌથી થોડા શુકલલેસ્યાવંત, અસંખ્યગુણા, પદ્મ લેસ્યાવંત અસંખ્યાતગુણા તેજોલેસ્યાવંત, અનંતગુણ કાપોત લેસ્યાવંત, વિશેષાધિક નીલલેસ્યાવંત, વિશેષાધિક કૃષ્ણ લેસ્યાવંત

**ભવ્ય**-સોથી થોડા ભવ્ય, અનંતગુણ અભવ્ય.

**સમ્યક્ત્વ માર્ગણા**-સૌથી થોડા સાસ્વાદન, સંખ્યાતગુણા ઔપશમિક, સંખ્યાતગુણા મિશ્ર, અસંખ્યાતગુણા ક્ષાયોપશમિક, અનંતગુણા ક્ષાયિક, તેનાથી અનંતગુણા મિથ્યાત્વી.

**સંજ્ઞી**-સૌથી થોડા સંજ્ઞી. અનંતગુણા અસંજ્ઞી

**આહાર**-સૌથી થોડા અણાહારી; અસંખ્યાતગુણા આહારી.

## ૬૨ માર્ગણામાં જીવસ્થાન ગુણસ્થાનક.

| માર્ગણા | જીવસ્થાન | ગુણસ્થાન | યોગ | ઉપયોગ | લેશ્યા |
|---|---|---|---|---|---|
| દેવગતિ | ૨ | ૪ | ૧૧ | ૯ | ૬ |
| મનુષ્યગતિ | ૩ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ |
| તિર્યંચગતિ | ૧૪ | ૫ | ૧૩ | ૯ | ૬ |
| નરકગતિ | ૨ | ૪ | ૧૧ | ૯ | ૬ |
| એકેંદ્રિય | ૪ | ૨ | ૫ | ૩ | ૪ |
| બેઇંદ્રિય | ૨ | ૨ | ૪ | ૩ | ૩ |
| તેઇન્દ્રિય | ૨ | ૨ | ૪ | ૩ | ૩ |
| ચૌરિંદ્રિય | ૨ | ૨ | ૪ | ૩ | ૩ |
| પંચેંદ્રિય | ૪ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ |
| પૃથ્વીકાય | ૪ | ૨ | ૩ | ૩ | ૪ |
| અપકાય | ૪ | ૨ | ૩ | ૩ | ૪ |
| તેઉકાય | ૪ | ૧ | ૩ | ૩ | ૩ |
| વાઉકાય | ૪ | ૧ | ૫ | ૩ | ૩ |
| વનસ્પતિ | ૪ | ૨ | ૩ | ૩ | ૪ |
| ત્રસકાય | ૧૦ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ |
| મનોયોગ | ૨ | ૧૩ | ૧૫ | ૧૨ | ૬ |
| વચનયોગ | ૫ | ૧૩ | ૧૩ | ૧૨ | ૬ |
| કાયયોગ | ૧૪ | ૧૩ | ૧૫ | ૧૨ | ૬ |
| પુરૂષવેદ | ૨ | ૯ | ૧૫ | ૧૦ | ૬ |
| સ્ત્રીવેદ | ૨ | ૯ | ૧૩ | ૧૦ | ૬ |
| નપુંસકવેદ | ૧૪ | ૯ | ૧૫ | ૧૦ | ૬ |
| ક્રોધ | ૧૪ | ૯ | ૧૫ | ૧૨ | ૬ |
| માન | ૧૪ | ૯ | ૧૫ | ૧૦ | ૬ |
| માયા | ૧૪ | ૯ | ૧૫ | ૧૦ | ૬ |
| લોભ | ૧૪ | ૧૦ | ૧૫ | ૧૦ | ૬ |
| મતિજ્ઞાન | ૨ | ૪થી ૧૨ | ૧૭ | ૭ | ૬ |
| શ્રુતજ્ઞાન | ૨ | ,, | ૧૭ | ૭ | ૬ |
| અવધિજ્ઞાન | ૨ | ,, | ૧૭ | ૭ | ૬ |
| મન પર્યવજ્ઞાન | ૧ | ૬ થી ૧૨ | ૧૩ | ૭ | ૬ |
| કેવળજ્ઞાન | ૧ | ૧૩-૧૪ | ૭ | ૨ | ૧ |

# યોગ, ઉપયોગ અને લેશ્યાનો કોઠો

| માર્ગણા | જીવસ્થાન | ગુણસ્થાન | યોગ | ઉપયોગ | લેશ્યા |
|---|---|---|---|---|---|
| મતિઅજ્ઞાન | ૧૪ | ૩ | ૧૩ | ૫ | ૬ |
| શ્રુતઅજ્ઞાન | ૧૪ | ૩ | ૧૩ | ૫ | ૬ |
| વિભંગજ્ઞાન | ૨ | ૩ | ૧૩ | ૫ | ૬ |
| સામાયિક | ૧ | ૬થી ૯ | ૧૩ | ૭ | ૬ |
| છેદોપસ્થાપના | ૧ | ,, | ૧૩ | ૭ | ૬ |
| પરિહારવિશુદ્ધિ | ૧ | ૬–૭ | ૯ | ૭ | ૬ |
| સુક્ષ્મસંપરાય | ૧ | દસમુ | ૯ | ૭ | ૧ |
| યથાખ્યાત | ૧ | ૧૧થી૧૪ | ૧૧ | ૯ | ૧ |
| દેશવિરતિ | ૧ | પાચમુ | ૧૧ | ૬ | ૬ |
| અવિરતિ | ૧૪ | ૧ થી ૪ | ૧૩ | ૯ | ૬ |
| ચક્ષુદર્શન | ૩–૬ | ૧૨ | ૧૩ | ૧૦ | ૬ |
| અચક્ષુદર્શન | ૧૪ | ૧૨ | ૧૫ | ૧૦ | ૬ |
| અવધિદર્શન | ૨ | ૪થી૧૨ | ૧૫ | ૭ | ૬ |
| કેવળદર્શન | ૧ | ૧૩–૧૪ | ૭ | ૨ | ૧ |
| કૃષ્ણલેશ્યા | ૧૪ | ૬ | ૧૫ | ૧૦ | ૧ |
| નીલ | ૧૪ | ૬ | ૧૫ | ૧૦ | ૧ |
| કાપોત | ૧૪ | ૬ | ૧૫ | ૧૦ | ૧ |
| તેજો | ૩ | ૭ | ૧૫ | ૧૦ | ૧ |
| પદ્મ | ૨ | ૭ | ૧૫ | ૧૦ | ૧ |
| શુક્લ | ૨ | ૧૩ | ૧૫ | ૧૨ | ૧ |
| ભવ્ય | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ |
| અભવ્ય | ૧૪ | ૧ | ૧૩ | ૫ | ૬ |
| ક્ષાયોપશમિક | ૨ | ૪થી ૭ | ૧૫ | ૭ | ૬ |
| ક્ષાયિક | ૨ | ૪થી૧૪ | ૧૫ | ૯ | ૬ |
| ઔપશમિક | ૨ | ૪થી૧૧ | ૧૩ | ૭ | ૬ |
| મિશ્ર | ૧ | ત્રીજું | ૧૦ | ૫/૬ | ૬ |
| સાસ્વાદન | ૭ | બીજું | ૧૩ | ૫ | ૬ |
| મિથ્યાત્વી | ૧૪ | પહેલું | ૧૩ | ૫ | ૬ |
| સંજ્ઞી | ૨ | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ |
| અસંજ્ઞી | ૧૨ | ૨ | ૬ | ૪ | ૪ |
| આહારી | ૧૪ | ૧૩ | ૧૫ | ૧૨ | ૬ |
| અણાહારી | ૮ | ૧૩–૧૪ | ૧ | ૧૦ | ૬ |

## પ્રકરણ ૧૬ મું–

### ગુણસ્થાનકમા જીવસ્થાનાદિ

ચૌદ ગુણસ્થાનકમા જીવસ્થાન, યોગ આદિ કોણ કોણ હોય તે આ પ્રમાણે

જીવસ્થાન

ચૌદ ગુણસ્થાનકે જીવના ચૌદ ભેદ હોય

બાદર એકેદ્રિય, બેઇંદ્રિય, તેઇદ્રિય, ચૌરિંદ્રિય, અસન્ની પચેદ્રિય એ પાચ અપર્યાપ્તા, સન્ની પચેદ્રિય પર્યાપ્ત, અપર્યાપ્ત એ સાત ભેદ સાસ્વાદને હોય અપર્યાપ્ત તે કરણ અપર્યાપ્તો જાણવો લબ્ધી અપર્યાપ્તામા સાસ્વાદન હોય નહી અવિરતિ સમ્યક્ત્વ ગુણઠાણે સન્ની પર્યાપ્ત અપર્યાપ્ત બે ભેદ હોય, બાકીના ૧૧ ગુણસ્થાનકમા સન્ની પર્યાપ્તો એક જ ભેદ હોય

યોગ–૧ મિથ્યાત્વ, ૨ સાસ્વાદન ૩, અવિરત સમ્યગ્દૃષ્ટિ આ ત્રણ ગુણસ્થાનમા આહારકદ્વિક વિના ૧૩ યોગ હોય

અપૂર્વાદિક ૮-૯-૧૦-૧૧-૧૨ એ પાંચ ગુણઠાણે ચાર મનના, ચાર વચનના ને ઓદારિક કાયયોગ મળી ૯ યોગ હોય

મિશ્ર ગુણસ્થાનકે ઉપરના નવ સાથે વૈક્રિય કાયયોગ સહિત ૧૦ યોગ હોય દેશવિરતિ ગુણસ્થાનકે ઉપરના નવ સાથે વૈક્રિયદ્વિક સહિત ૧૧ યોગ હોય. પ્રમત્ત ગુણઠાણે ઉપરના ૧૧ સાથે આહારકદ્વિક મળી ૧૩ યોગ હોય, અ-પ્રમત્ત ગુણઠાણે ઉપરના ૧૩ માં વૈક્રિયમિશ્ર ને આહારક મિશ્રવિના ૧૧ યોગ હોય. પ્રમત્તથી વૈક્રિય, આહારક કરી સાતમે આવે ત્યારે વૈક્રિયને આહારક યોગ હોય. મિશ્ર હોય નહી. વૈક્રિય આહારક કરે પણ નહી, અને છાંડે પણ નહી. સયોગી કેવળી ગુણઠાણે ૭ યોગ હોય. સત્ય, વ્યવહાર મન વચનના મળી ચાર ઔદારિક કાયયોગ, ઔદારિક મિશ્ર કાયયોગ મલી ૭ હોય છેલ્લા બે યોગ કેવળીસમુ-દ્ઘાતે હોય. અયોગી ગુણઠાણે યોગ હોય નહી.

**ઉપયોગ**–મિથ્યાત્વ ને સાસ્વાદનમા ત્રણ અજ્ઞાન, ચક્ષુ અચક્ષુદર્શન મળી ૫ ઉપયોગ હોય. અવિરતિ સમ્યગ્દૃષ્ટિને દેશવિરતિ એમાં ત્રણ જ્ઞાન, ત્રણ દર્શન મળી ૬ ઉપયોગ. મિશ્રમાં ચડતાને છ, ત્રણ જ્ઞાન, ત્રણ દર્શન, પડત ને ત્રણ અજ્ઞાન, બે દર્શન મલી ૫ હોય. પ્રમત્તથી બારમા સુધી સાત ગુણઠાણે ચાર જ્ઞાન, ત્રણ દર્શન મળી ૭ હોય. સયોગી, અયોગી બે ગુણસ્થાનમાં કેવળદ્વિક કેવળજ્ઞાન કેવળ-દર્શન બે હોય.

**લેશ્યા**–

પહેલા છ ગુણસ્થાનમાં ૬ લેશ્યા હોય, અપ્ર-મત્ત ગુણઠાણે તેજો, પદ્મ, શુકલ ત્રણ લેશ્યા હોય, આઠમાથી

તેરમા સુધી શુક્લ લેસ્યા હોય ચોદમા ગુણઠાણે લેસ્યા ન હોય

મૂળબધ હેતુ

કર્મ બાધવાના ચાર મૂળહેતુ છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને ચોગ

મિથ્યાત્વના પાંચ ભેદ –આભિકગ્રહિક-પોતે માનેલુ એ જ દર્શન સારૂ, ૨ અનભિગ્રહિક-સર્વદર્શન સારા, ૩ આભિનિવેશિક-પોતે ખોટુ જાણે પણ પકડ્યો મત મૂકે નહી તે, ૪ સાશયિક, તે જિનપ્રણીત વચન વિષે શકા રાખે ૫ અનાભોગ-એકેદ્રિયાદિકની માફક અજાણપણુ તે

અવિરતિના બાર ભેદ-પાચ ઇંદ્રિય ને છઠુ મન, તેનુ છુટાપણુ પૃથ્વીકાયાદિ છ જીવકાયનો વધ (હણુવુ) તે મળી ૧૨ ભેદ

કેપાયના ૨૫ ભેદ ૧૬ કષાય ૯ નોકષાય તે

'ચોગના ૧૫ ભેદ પહેલા કહ્યા છે ઉપર મુજબ ચાર મૂળબધ હેતુના ઉત્તરભેદ ૫૭ જાણુવા મિથ્યાત્ર ગુણઠાણે ચાર મૂળબધ હેતુ પ્રત્યયિક બધ હોય સાસ્વાદનથી દેશ વિરતિ એ ચાર ગુણઠાણે મિથ્યાત્વ વિના ત્રણ પ્રત્યયિક બધ હોય પ્રમત્તથી સૂક્ષ્મસપરાય એ પાચ ગુણઠાણે કષાય ને ચોગ બે પ્રત્યયિક બધ હોય ઉપશાત મોહથી સયોગી એ ત્રણ ગુણઠાણે એક જ ચોગ પ્રત્યયિક બધ હોય અયોગી ગુણઠાણુ હેતુના અભાવે અબધક હોય

૧ મિથ્યાત્વે-આહારકદ્વિક વિના ૫૫ બધહેતુ હોય

૨ સાસ્વાદને-પાચ મિથ્યાત્વ વિના ૫૦ બધહેતુ હોય

૩ મિશ્રે–ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર, કાર્મણકાયયોગને ચાર અનંતાનુબંધી કષાય મળી ૭ વિના ૪૩ બંધહેતુ હોય.

૪ અવિરતિ સમ્યગ્ દર્શને–ઔદારિકમિશ્ર, વૈક્રિય-મિશ્ર, કાર્મણકાયયોગ મળી ૪૬ બંધ હેતુ હોય.

૫ દેશવિરતિ–ત્રસકાયની અવિરતિ, ઔદારિક મિશ્ર, કાર્મણ કાયયોગ ને અપ્રત્યાખ્યાની ચતુષ્ક એ સાત વિના ૩૯ બંધ હેતુ હોય.

૬ પ્રમત્તે–આહારકદ્વિકનો ઉદય હોય તે મળી ૪૧, તેમાં અવિરતિના બાકી ભેદ ૧૧ તથા પ્રત્યાખ્યાની ચતુષ્ક મળી ૧૫ વિના ૨૬ બંધ હેતુ હોય.

૭ અપ્રમત્ત–આહારક મિશ્ર ને વૈક્રિય મિશ્ર એ બે વિના ૨૪ બંધ હેતુ હોય.

૮ અપૂર્વકરણે–આહારક ને વૈક્રિય કાયયોગ વિના ૨૨ બંધ હેતુ હોય.

૯ અનિવૃત્તિ બાદર–હાસ્યાદિક ૭ વિના ૧૬ બંધ હેતુ હોય.

૧૦ સૂક્ષ્મ સંપરાયે–ત્રણ વેદ, સંજવલન ક્રોધ, માન, માયા એ છ વિના ૧૦ બંધ હેતુ હોય.

૧૧-૧૨ ઉપશાંત મોહ ને ક્ષીણ મોહે–સંજવલન લોભ વિના ૯ બંધ હેતુ હોય.

૧૩ સયોગી કેવળીએ–બે મનના, બે વચનના, ઔદારિકદ્વિક કાર્મણ કાયયોગ મળી ૭ બંધ હેતુ હોય

૧૪ અયોગી કેવળી–ગુણઠાણું અબંધક છે.

મૂળકર્મ પ્રકૃતિબંધ–પહેલાથી સાતમા અપ્રમત્ત સુધી

સાત કે આઠ કર્મ બાંધે આયુબંધ કાળે આઠ, બાકી સાત કર્મ સદા સર્વ જીવ બાંધે

મિશ્ર, અપૂર્વકરણ, અનિવૃત્તિબાદર—આ ત્રણ ગુણઠાણે સાત કર્મ બાંધે આ ત્રણ ગુણઠાણે આયુષ્ય ન બંધાય

સૂક્ષ્મસંપરાયે આયુ ને મોહનીય બે વર્જી ને ૬ કર્મ બાંધે ઉપશાતમોહ, ક્ષીણમોહ, સયોગી—ત્રણ ગુણઠાણે એક શાતા વેદનીય બાંધે અયોગી ગુણઠાણુ અબંધક હોવાથી જીવ કર્મ ન બાંધે

ઉદય અને સત્તા મિથ્યાત્વથી સુક્ષ્મસંપરાય દસમાસુધી આઠ કર્મ પ્રકૃતિ ઉદયને સત્તાએ હોય બારમે ક્ષીણમોહે મોહનીય વિના સાતકર્મ ઉદય ને સત્તામાં હોય સયોગી, અયોગી બે ગુણઠાણે—વેદનીય, આયુ, નામ, ગોત્ર ચાર કર્મ ઉદય ને સત્તાએ હોય ઉપશાત મોહ ગુણઠાણે—સત્તાએ આઠ, ને ઉદયે મોહનીય વર્જીને સાત કર્મ હોય

મૂળ પ્રકૃતિની ઉદીરણા—મિથ્યાત્વથી પ્રમત્ત ગુણઠાણા સુધી સાત કે આઠ કર્મને ઉદીરે આયુષ્યની છેલ્લી આવલિકાએ આયુની ઉદીરણા ન હોય મિશ્ર ગુણઠાણે—મરણ પામે નહિ, તેથી આઠની ઉદીરણા હોય અપ્રમત્તાદિક ત્રણ ૭–૮–૯ ગુણઠાણે આયુ ને વેદનીય વર્જીને ૬ કર્મ ઉદીરે સૂક્ષ્મસંપરાય દસમે ઉપાન્ત આવલિકા સુધી ૬ ઉદીરે અંત આવલિકાએ મોહનીય વિના પાંચ ઉદીરે ઉપશાન્તમોહે પણ પાંચ ઉદીરે ક્ષીણમોહ બારમાની ઉપાન્ત આવલિકા સુધી પાંચ ઉદીરે અંત આવલિકાએ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય ને અંતરાય એ ૩ ની ઉદીરણા મટે ત્યારે નામ ને ગોત્ર બે કર્મ ઉદીરે સયોગી ગુણઠાણે નામ ને ગોત્રની ઉદીરણા અંત સુધી અયોગી ગુણઠાણે અનુદીરક હોય.

**અલ્પબહુત્વ**-સૌથી થોડા (૧૧) ઉપશાંત મોહવાળા, તેનાથી સંખ્યાગુણા (૧૨) ક્ષીણમોહવાળા, તેથી વિશેષાધિક (૧૦) સૂક્ષ્મસંપરાય, તેના તુલ્ય (૯) અનિવૃતિબાદરવાળા તુલ્ય (૮) અપૂર્વકરણવાળા, તેથી સંખ્યાતગુણા (૧૩) સયોગી કેવલીવાલા, તેથી સંખ્યાતગુણા (૭) અપ્રમત્તવાળા; તેથી સંખ્યાતગુણા (૬) પ્રમત્તવાળા, તેથી અંસખ્યાતગુણા (૫) દેશવિરતિ; તેથી અંસખ્યાતગુણા (૨) સાસ્વાદનવાળા, તેથી અસંખ્યાતગુણા (૩) મિશ્રવાળા; તેથી અસંખ્યાતગુણા (૪) અવિરતિ સમ્યગ્દૃષ્ટિવાળા, અનંતગુણા (૧૪) અયોગી કેવલી સિદ્ધના સાથે તેથી અનંતગુણા (૧) મિથ્યાત્વવાળા. ચૌદ ગુણસ્થાનકમાં જીવસ્થાન, યોગ, ઉપયોગ, લેશ્યા, બંધ વિગેરે કોષ્ટક.

| ગુણ સ્થાન | જીવ સ્થાન | યોગ | ઉપયોગ | લેશ્યા | મૂળ બંધ હેતુ | ઉત્તર બંધ હેતુ | મિથ્યાત્વ | અવિરતિ | કષાય | યોગ | બંધ | ઉદય | ઉદીરણા | સત્તા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૪ | ૧૩ | ૫ | ૬ | ૪ | ૫૫ | ૫ | ૧૨ | ૨૫ | ૧૩ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ |
| ૨ | ૭ | ૧૩ | ૫ | ૬ | ૩ | ૫૦ | ૦ | ૧૨ | ૨૫ | ૧૩ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ |
| ૩ | ૧ | ૧૦ | ૬ | ૬ | ૩ | ૪૩ | ૦ | ૧૨ | ૨૧ | ૧૦ | ૭ | ૮ | ૮ | ૮ |
| ૪ | ૨ | ૧૩ | ૬ | ૬ | ૩ | ૪૬ | ૦ | ૧૨ | ૨૧ | ૧૩ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ |
| ૫ | ૧ | ૧૧ | ૬ | ૬ | ૩ | ૩૯ | ૦ | ૧૧ | ૧૭ | ૧૧ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ |
| ૬ | ૧ | ૧૩ | ૭ | ૬ | ૨ | ૨૬ | ૦ | ૦ | ૧૩ | ૧૩ | ૭-૮ | ૮ | ૭-૮ | ૮ |
| ૭ | ૧ | ૧૧ | ૭ | ૩ | ૨ | ૨૪ | ૦ | ૦ | ૧૩ | ૧૧ | ૭-૮ | ૮ | ૬ | ૮ |
| ૮ | ૧ | ૯ | ૭ | ૧ | ૨ | ૨૨ | ૦ | ૦ | ૧૩ | ૯ | ૭ | ૮ | ૬ | ૮ |
| ૯ | ૧ | ૯ | ૭ | ૧ | ૨ | ૧૬ | ૦ | ૦ | ૭ | ૯ | ૭ | ૮ | ૬ | ૮ |
| ૧૦ | ૧ | ૯ | ૭ | ૧ | ૨ | ૧૦ | ૦ | ૦ | ૧ | ૯ | ૬ | ૮ | ૬-૫ | ૮ |
| ૧૧ | ૧ | ૯ | ૭ | ૧ | ૧ | ૯ | ૦ | ૦ | ૦ | ૯ | ૧ | ૭ | ૫ | ૮ |
| ૧૨ | ૧ | ૯ | ૭ | ૧ | ૧ | ૯ | ૦ | ૦ | ૦ | ૯ | ૧ | ૭ | ૫-૨ | ૭ |
| ૧૩ | ૧ | ૭ | ૨ | ૧ | ૧ | ૭ | ૦ | ૦ | ૦ | ૭ | ૧ | ૪ | ૨ | ૪ |
| ૧૪ | ૧ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૦ | ૪ |

# પ્રકરણ ૧૭ મું.

## દરેક માર્ગણામા જીવસ્થાનાદિ.

• હવે દરેક માર્ગણામા જીવસ્થાન, યોગ, ઉપયોગ અને લેશ્યા સબધી વિચારીએ

દેવગતિ-૨ જીવસ્થાન સજ્ઞી પર્યાપ્ત અપર્યાપ્ત, ૪ ગુણુસ્થાન પહેલાથી ચોથુ ૧૧ યોગ આહારકદ્વિક ઔદારિકદ્વિક વિના, ૯ ઉપયોગ ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાન ત્રણ દર્શન ૬ લેશ્યા

મનુષ્યગતિ-૩ જીવસ્થાન સજ્ઞી પર્યાપ્ત, અપર્યાપ્ત, અસજ્ઞી પચેદ્રિય અપર્યાપ્ત ૧૪, ગુણુસ્થાન, ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેશ્યા

તિર્યંચગતિ-૧૪ જીવસ્થાન, ૫ ગુણુસ્થાન પહેલાથી પાચમુ ૧૩ યોગ આહારકદ્વિક વિના, ૯ ઉપયોગ ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ત્રણ દર્શન, ૬ લેશ્યા

નરકગતિ-દેવગતિ માફક ૨ જીવસ્થાન, ૪ ગુણુસ્થાન, ૧૧ યોગ, ૯ ઉપયોગ લેશ્યા પ્રથમની ત્રણ

એકેદ્રિય-૪ જીવસ્થાન, સૂક્ષ્મબાદર પર્યાપ્ત અપર્યાપ્ત, ૨ ગુણુસ્થાન પહેલુ બીજુ ૫ યોગ ઔદારિકદ્વિક, વૈક્રિયદ્વિક ને કાર્મણ કાયયોગ, ૩ ઉપયોગ બે મતિ શ્રુત અજ્ઞાન ને અચક્ષુ દર્શન, ૪ લેશ્યા પ્રથમની

**બેઇંદ્રિય, તેઇંદ્રિય**–૨ જીવસ્થાન પર્યાપ્તા અપર્યાપ્તા, ૨ ગુણસ્થાન પહેલું બીજું, ૪ યોગ ઓદારિકદ્વિક, કાર્મણ, વ્યવહાર-વચનયોગ, ૩ ઉપયોગ, ૩ લેશ્યા.

**ચોરિંદ્રિય**–૨ જીવસ્થાન, ૨ ગુણસ્થાન, ૪ યોગ, ૪ ઉપયોગ ચક્ષુદર્શન સાથે. ૩ લેશ્યા.

**પચેંદ્રિય**–૪ જીવસ્થાન, સંજ્ઞી અસંજ્ઞી પર્યાપ્તા અપર્યાપ્તા, ૧૪ ગુણસ્થાન, ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેશ્યા.

**પૃથ્વીકાય, અપૂકાય, વનસ્પતિકાય**–૪ જીવસ્થાન સૂક્ષ્મબાદર પર્યાપ્તા અપર્યાપ્તા, ૨ ગુણસ્થાન, ૩ યોગ, ઓદારિકદ્વિક ને કાર્મણ, ૩ ઉપયોગ, ૪ લેશ્યા.

**તેઉકાય**–૪ જીવસ્થાન, ૧ ગુણસ્થાન પહેલું, ૩ યોગ, ૩ ઉપયોગ, ૩ લેશ્યા.

**વાઉકાય**–૪ જીવસ્થાન, ૧ ગુણસ્થાન, ૫ યોગ વૈક્રિયદ્વિક સાથે, ૩ ઉપયોગ, ૩ લેશ્યા.

**ત્રસકાય**–૧૦ જીવસ્થાન સૂક્ષ્મબાદર પર્યાપ્તા અપર્યાપ્તા વિના, ૧૪ ગુણસ્થાન, ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેશ્યા.

**મનોયોગ**–૨ જીવસ્થાન સંજ્ઞી પર્યાપ્તા અપર્યાપ્તા, ૧૩ ગુણસ્થાન, ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેશ્યા.

**વચનયોગ**–૫ જીવસ્થાન વિકલેંદ્રિય, સંજ્ઞી, અસંજ્ઞી પર્યાપ્તા, ૧૩ ગુણસ્થાન, ૧૩ યોગ ઓદારિકદ્વિક વિના; ૧૨ ઉપયોગ, ૬ લેશ્યા.

**કાયયોગ**–૧૪ જીવસ્થાન, ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેશ્યા

**પુરૂષવેદ સ્રીવેદ**–૨ જીવસ્થાન સંજ્ઞી પર્યાપ્ત, અપ-

ચૌમ, ૯ ગુણસ્થાન, ૧૫ યોગ, પુરૂષવેદ ૧૩ સ્ત્રીવેદમાં આહારકદ્વિકવિના, ૧૦ ઉપયોગ કેવળદ્વિકવિના, ૬ લેસ્યા

**નપુસકવેદ**–૧૪ જીવસ્થાન, ૯ ગુણસ્થાન, ૧૫ યોગ, ૧૦ ઉપયોગ, ૬ લેસ્યા.

**ક્રોધ, માન, માયા,** લોભ–૧૪ જીવસ્થાન, ૯ ગુણસ્થાન ક્રોધ, માન, માયા ને ૧૦ ગુણસ્થાન લોભને ૧૫ યોગ, ૧૦ ઉપયોગ કેવળદ્વિકવિના, ૬ લેસ્યા

**મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની,** અવધિજ્ઞાની–૨ જીવસ્થાન, સજ્ઞીપર્યાપ્ત, અપર્યાપ્ત, ૯ ગુણસ્થાન, ચોથાથી બારમુ ૧૫ યોગ, ૭ ઉપયોગ, ચાર જ્ઞાન, ત્રણ દર્શન ૬ લેસ્યા

**મન પર્યવજ્ઞાની**–૧ જીવસ્થાન સજ્ઞીપર્યાપ્ત, ૭ ગુણસ્થાન, છઠ્ઠાથી બારમુ ૧૩ યોગ, ઔદારિક મિશ્ર ને કાર્મણકાયવિના, ૭ ઉપયોગ, ચાર જ્ઞાન, ત્રણ દર્શન, ૬ લેસ્યા

**કેવળજ્ઞાન**–૧ જીવસ્થાન, ૨ ગુણસ્થાન, તેરમુ ચૌદમુ, ૭ યોગ મનના બે, વચનના બે, ઔદારિક, ૨ ઉપયોગ, કેવળ દ્વિક ૧ શુકલલેસ્યાદિક કાર્મણ કાય

**મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની**–૧૪ જીવસ્થાન ૩ ગુણસ્થાન, પહેલાથી ત્રીજુ ૧૩ યોગ, આહારકદ્વિકવિના, ૫ ઉપયોગ, ત્રણ અજ્ઞાન, બે દર્શન ૬ લેસ્યા

**વિભગજ્ઞાની**–૨ જીવસ્થાન, સજ્ઞીપર્યાપ્ત અપર્યાપ્ત, ૩ ગુણસ્થાન, ૧૩ યોગ, ૫ ઉપયોગ, ૬ લેસ્યા

**સામાયિક, છેદોપસ્થાપનીય**–૧ જીવસ્થાન, સજ્ઞીપર્યાપ્ત, ૪ ગુણસ્થાન, છઠ્ઠાથી નવમુ, ૧૩ યોગ, ઔદારિ-

કમિશ્ર ને કાર્મણવિના. ૭ ઉપયોગ. ચારજ્ઞાન, ત્રણ દર્શન. ૬ લેસ્યા.

**પરિહારવિશુદ્ધિ**–૧ જીવસ્થાન, ૨ ગુણસ્થાન, છઠ્ઠું સાતમું. ૯ યોગ, ચાર મનના, ચાર વચનના ને ઔદારિક, ૭ ઉપયોગ, ચાર જ્ઞાન, ત્રણ દર્શન. ૬ લેસ્યા.

**સૂક્ષ્મસંપરાય**–૧ જીવસ્થાન, ૧ ગુણસ્થાન દસમું. ૯ યોગ, ૭ ઉપયોગ, ૧ શુક્લલેસ્યા.

**યથાખ્યાત**–૧ જીવસ્થાન, ૪ ગુણસ્થાન અગ્યારથી ચૌદમું. ૧૧ યોગ, વૈક્રિયદ્વિક આહારકદ્વિકવિના. ૯ ઉપયોગ ત્રણ અજ્ઞાન વિના. ૧ શુક્લલેસ્યા.

**દેશવિરતિ**–૧ જીવસ્થાન, ૧ ગુણસ્થાન, પાંચમું. ૧૧ યોગ, ચાર મનના, ચાર વચનના, ઔદારિક ને વૈક્રિયદ્વિક. ૬ ઉપયોગ. ત્રણ જ્ઞાન, ત્રણ દર્શન. ૬ લેસ્યા.

**અવિરતિ**–૧૪ જીવસ્થાન, ૪ ગુણસ્થાન, પહેલાથી ચોથું. ૧૩ યોગ, આહારકદ્વિકવિના, ૯ ઉપયોગ, ત્રણ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ત્રણ દર્શન ૬ લેસ્યા.

**ચક્ષુદર્શની**–૩–૬ જીવસ્થાન, ચૌરિંદ્રિય, સંજ્ઞી, અસંજ્ઞીપર્યાપ્ત અપર્યાપ્ત, ૧૨ ગુણસ્થાન પહેલાથી બાર, ૧૩ યોગ, ઔદારિક મિશ્રને કાર્મણ વિના. ૧૦ ઉપયોગ, કેવલીદ્વિક વિના, ૬ લેસ્યા.

**અચક્ષુદર્શની**–૧૪ જીવસ્થાન, ૧૨ ગુણસ્થાન, ૧૫ યોગ, ૧૦ ઉપયોગ, ૬ લેસ્યા.

**અવધિદર્શની**–૨ જીવસ્થાન, સંજ્ઞીપર્યાપ્ત અપર્યાપ્ત. ૯ ગુણસ્થાન, ચોથાથી બારમું. ૧૫ યોગ, ૭ ઉપયોગ, ચાર જ્ઞાન, ત્રણ દર્શન, ૬ લેસ્યા.

કેવળદર્શની-૧ જીવસ્થાન, ૨ ગુણસ્થાન, ૭ યોગ, ૨ ઉપયોગ ૧ શુકલલેશ્યા

કૃષ્ણ નીલ, કાપોત લેશ્યાવત-૧૪ જીવસ્થાન, ૬ ગુણસ્થાન, પહેલાથી છઠ્ઠું ૧૫ યોગ, ૧૦ ઉપયોગ, કેવળ દ્વિકવિના લેશ્યા દરેકને પોતાની એક

તેજો, પદ્મ લેશ્યાવત-તેજો ને ૩ જીવસ્થાન, સંજ્ઞી પર્યાપ્ત અપર્યાપ્ત બાદર એકેંદ્રિય અપર્યાપ્ત, પદ્મલેશ્યા, ૨ જીવસ્થાન સંજ્ઞીપર્યાપ્ત અપર્યાપ્ત ૭ ગુણસ્થાન, પહેલાથી સાતમુ ૧૫ યોગ, ૧૦ ઉપયોગ, કેવળદ્વિકવિના લેશ્યા પોતાની એક

શુકલ લેશ્યાવત-૨ જીવસ્થાન, સંજ્ઞીપર્યાપ્ત અપર્યાપ્ત, ૧૩ ગુણસ્થાન, ૧૫ યોગ ૧૨ ઉપયોગ, લેશ્યા પોતાની એક

ભવ્ય-૧૪ જીવસ્થાન, ૧૪ ગુણસ્થાન, ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેશ્યા

અભવ્ય-૧૪ જીવસ્થાન, ૧ ગુણસ્થાન પહેલુ, ૧૩ યોગ, આહારકદ્વિક વિના ૫ ઉપયોગ, ત્રણ અજ્ઞાન, બે દર્શન, ૬ લેશ્યા.

ક્ષાયોપશમિક સમ્યક્ત્વ-૨ જીવસ્થાન, સંજ્ઞીપર્યાપ્ત અપર્યાપ્ત ૪ ગુણસ્થાન ચોથાથી બારમુ ૧૫ યોગ, ૭ ઉપયોગ, ચાર જ્ઞાન, ત્રણ દર્શન ૬ લેશ્યા

ક્ષાયિક-૨ જીવસ્થાન, સંજ્ઞીપર્યાપ્ત અપર્યાપ્ત ૧૧ ગુણસ્થાન, ચોથાથી ચૌદમુ ૧૫ યોગ, ૯ ઉપયોગ, ત્રણ અજ્ઞાન વિના ૬ લેશ્યા

ઔપશમિક-૨ જીવસ્થાન, ૮ ગુણસ્થાન, ચોથાથી

અગ્યારમું. ૧૩ યોગ, આહારકદ્વિક વિના, ૭ ઉપયોગ, ચાર જ્ઞાન, ત્રણ દર્શન, ૬ લેસ્યા.

મિશ્ર-૧ જીવસ્થાન, સંજ્ઞીપર્યાપ્ત. ૧ ગુણુસ્થાન ત્રીજું, ૧૦ યોગ, ચાર મનના, ચાર વચનના, ઔદારિકને વૈક્રિય કાય, ૫-૬ ઉપયોગ, પડતાને ત્રણ અજ્ઞાન, બે દર્શન મલી ૫, ચડતાને ત્રણ જ્ઞાન, ત્રણ દર્શન મલી ૬. ૬ લેસ્યા.

**સાસ્વાદન**-૭ જીવસ્થાન, બાદર એકેંદ્રિય, વિકલેન્દ્રિય, સંજ્ઞી. અસંજ્ઞી અપર્યાપ્ત, સંજ્ઞી પર્યાપ્ત, ૧ ગુણુસ્થાન બીજું, ૧૩ યોગ, આહારકદ્વિક વિના, ૫ ઉપયોગ, ત્રણ અજ્ઞાન, બે દર્શન. ૬ લેસ્યા.

**મિથ્યાત્વ**-૧૪ જીવસ્થાન, ૧ ગુણુસ્થાન પહેલું, ૧૩ યોગ, આહારકદ્વિક વિના, ૫ ઉપયોગ, ત્રણ અજ્ઞાન, બે દર્શન, ૬ લેસ્યા.

**સંજ્ઞી**-૨ જીવસ્થાન, સંજ્ઞી પર્યાપ્ત અપર્યાપ્ત, ૧૪ ગુણુસ્થાન, ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેસ્યા.

**અસંજ્ઞી**-૧૨ જીવસ્થાન, સંજ્ઞી પર્યાપ્ત અપર્યાપ્ત વિના. ૨ ગુણુસ્થાન પહેલું બીજું, ૬ યોગ, ઔદારિકદ્વિક, વૈક્રિયદ્વિક, કાર્મણુ, વ્યવહાર વચન. ૪ ઉપયોગ, મતિ અજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, ચક્ષુ, અચક્ષુ, ૪ લેસ્યા પ્રથમની.

**આહારી**-૧૪ જીવસ્થાન, ૧૩ ગુણુસ્થાન પહેલાથી તેર. ૧૫ યોગ, ૧૨ ઉપયોગ, ૬ લેસ્યા.

**અણાહારી**-૮ જીવસ્થાન, સૂક્ષ્મ, બાદર એકેંદ્રિય, વિકલેંદ્રિય, અસંજ્ઞી ૭ અપર્યાપ્ત, સંજ્ઞી પર્યાપ્ત. અપર્યાપ્ત, ૫ ગુણુસ્થાન, પહેલું બીજું ચોથુ તેરમું ને ચૌદમું, ૧ યોગ, કાર્મણુકાય, ૧૦ ઉપયોગ. મનઃ પર્યવજ્ઞાન ચક્ષુદર્શન વિના. ૬ લેસ્યા.

---

# પ્રકરણ ૧૮ મું.

## પાચ ભાવનુ સ્વરૂપ.

૧ ઔપશમિક ભાવ, ૨ ક્ષાયિક ભાવ, ૩ ક્ષાયોપશમિક (મિશ્ર), ૪ ઔદયિક ભાવ અને ૫ પારિણામિક ભાવ–એમ શાસ્ત્રોમાં પાચ ભાવ કહેવામાં આવ્યા છે તેની ટૂકી વ્યાખ્યા આ છે —

૧ **ઔપશમિક**–મોહનીય કર્મના સર્વથા દબાઇ જવાથી એટલે વિપાક અને પ્રદેશરૂપપણાએ બન્ને પ્રકારના ઉદયના ઉપશમથી (અભાવથી) પ્રકટ થએલ જે જીવ સ્વભાવ તે ઔપશમિક ભાવ છે તેના બે ભેદ છે ૧ ઉપશમ સમ્યક્ત્વ અને ૨ ઉપશમ ચારિત્ર

૨ **ક્ષાયિક**–કર્મનો અત્યત ઉચ્છેદ (ક્ષય) થવાથી, પ્રકટ થએલ જીવસ્વભાવ તેના નવ ભેદ છે–દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય એ પાંચની પૂર્ણ લબ્ધિ ક્ષાયિક સમ્યક્ત્વ, ચારિત્ર, કેવળજ્ઞાન અને કેવળદર્શન એ નવ ભેદ

૩ **ક્ષાયોપશમિક**–ઉદયમા આવેલ કર્મનો તેને ભોગવી નાશ કરવો જે ઉદયમા નથી આવ્યા, પણ આવવાના છે, તેનો ઉપશમ થવાથી પ્રકટ થએલ જીવસ્વભાવ તેના ૧૮ ભેદ છે –૫ દાનાદિક લબ્ધિ, ૪ જ્ઞાન, ૩ અજ્ઞાન, ૩ દર્શન,

ક્ષયોપશમ સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિ ચારિત્ર એ ૧૮ ભેદ છે.

૪ ઔદયિક–કર્મની શુભાશુભ પ્રકૃતિના (રસના) ઉદયથી પ્રકટ થએલ જીવ સ્વભાવ તે. તેના ૨૧ ભેદ છે: ૪ કષાય, ૩ વેદ, ૬ લેશ્યા, ૪ ગતિ, મિથ્યાત્વ, અવિરતિ, અજ્ઞાન, અસિદ્ધત્વ એ ૨૧ ભેદ છે.

૫ પારિણામિક–જેને લઈને મૂળ વસ્તુમાં કોઈ પ્રકારનું પરાવર્તન ન થાય એવો જીવ તથા ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોમાં રહેલ જે સ્વતઃ સિદ્ધ સ્વભાવ તે પારિણામિક ભાવ, તેના ત્રણ ભેદ: અભવ્યકત્વ, ભવ્યકત્વ, જીવત્વ.

**ક્યાં હોય?–**

ઔપશમિક ભાવ મોહનિય કર્મને વિષે જ હોય; અન્યત્ર નહીં.

ક્ષાયોપશમિક ભાવ–ચાર ઘાતિ કર્મને વિષે હોય: જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય ને અંતરાય.

બાકીના ત્રણ ક્ષાયિક, ઔદયિક અને પારિણામિક ભાવ આઠ કર્મને વિષે હોય. ધર્માસ્તિકાયાદિ પાંચ અજીવ દ્રવ્ય પોતપોતાને ભાવે જ પરિણમ્યા છે, પણ પરભાવે પરિણમતા નથી. તે માટે તે પારિણામિક ભાવે છે અને પુદ્ગલના દ્વિપ્રદેશી, ત્રિપ્રદેશી, યાવત અનંત પ્રદેશી સ્કંધ, કર્મવર્ગણાદિક એ સર્વ ઔદયિક ભાવે હોય. સ્કંધપણું છાંડે, ઘટેવધે તે માટે.

## સાન્નિપાતિક ભાવના ભેદો

ઔપશમિકાદિક પાંચ ભાવના દ્વિસંયોગી ૧૦, ત્રિસંયોગી

૧૦, ચતુ સ યોગી ૫, અને પચસયોગી ૧–મળી ૨૬ ભેદ થયા તેમાના ૬ ભેદ જીવને વિષે હોય, બાકીના ૨૦ નો સ ભવ ન હોય હવે જે ૬ નો સ ભવ છે, તેમાંના ત્રણના ૪ ગતિ આશ્રયી ૧૨ ભેદ, અને ૩ બીજા મળી ૧૫ ભેદ હોય તે ૪ ગતિને વિષે ક્ષાયોપશમિક, પારિણામિક અને ઓદયિક ભાવે કરીને ત્રિકસયોગી હોય ત્યા ક્ષાયોપશમિક ઇંદ્રિયાદિક પારિણામિકે જીવત્વાદિક, ઓદયિકે ગત્યાદિક, એ પ્રકારે ૪ ગતિને વિષે હોય તેથી ૪ ભેદ તથા તેજ ત્રણ ભાવ ક્ષાયિક સમ્યક્ત્વ સહિત હોય ત્યારે ચતુ સયોગી સાન્નિપાતિકભાવ થાય તે પણ ચારગતિના હોવાથી ૪ ભેદે હોય એ પ્રકારે ૧૨ ભેદ થયા તથા પારિણામિક ભાવે જીવપણે ઓદયિકે મનુષ્યગતિ, ક્ષાયિક ભાવે જ્ઞાનાદિક, એ ત્રિસયોગી સાનિપાતિક ભાવ ભવસ્થ કેવલીને હોય

ક્ષાયિક ભાવે જ્ઞાન, દર્શન તથા સમ્યક્ત્વ અને પારિણામિક ભાવે જીવપણુ એ દ્વિસયોગી સાન્નિપાતિક ભાવ સિદ્ધને છે તથા ૧ ઉપશમિકે ચારિત્ર, ૨ ક્ષાયિકે સમ્યક્ત્વ, ૩ ક્ષાયોપશમિકે ઇંદ્રિય, ૪ ઓદયિકે મનુષ્યગતિ, ૫ પારિણામિકે જીવપણુ, એ ૫ ચસ યોગી સાન્નિપાતિક ભાવ ઉપશમશ્રેણીએ વર્તતા મનુષ્યને હોય એટલે એક દ્વિકસયોગી, બે ત્રિકસયોગી, બે ચતુ સયોગી, એક પચમ યોગી એ રીતે ૬ મૂળ ભેદ હોય,- અને તેમાના ૩ ભાવ ચાર ગતિએ વિવક્ષ્યા, એટલે ૧૫ ભેદ સાન્નિપાતિક ભાવના થયા તે જીવમાહે સભવે બાકી ૨૦ સાન્નિપાતિક ભાવ રહ્યા, તે જીવમાહે ન હોય. તે માટે અસભવી છે

## સાન્નિપાતક ભાવના ભાંગાનું પત્ર

૧ ઉપશમ, ક્ષાયિક.
૨ ઉપશમ, મિશ્ર–ક્ષાયોપશમિક.
૩ ઉપશમ, ઓદયિક,
૪ ઉપશમ, પારિણામિક,
૫ ક્ષાયિક, મિશ્ર,
૬ ક્ષાયિક, ઓદયિક.
૭ ક્ષાયિક, પારિણામિક. (૧)
૮ મિશ્ર., ઓદયિક.
૯ મિશ્ર, પારિણામિક.
૧૦ ઓદયિક, પારિણામિક.
૧૧ ઉપ૦, ક્ષાયિક, મિશ્ર.
૧૨ ઉપશમ, ક્ષાયિક,ઓદયિક.
૧૩ ઉપશમ, ક્ષાયિક, પારિણામિક.
૧૪ ઉપશમ, મિશ્ર, ઓદયિક.
૧૫ ઉપશમ, મિશ્ર, પારિણામિક.
૧૬ ઉપશમ, ઓદયિક, પારિણામિક.
૧૭ ક્ષાયિક, મિશ્ર, ઓદયિક.
૧૮ ક્ષાયિક, મિશ્ર, પારિણામિક.
૧૯ ક્ષાયિક, ઓદયિક, પારિણામિક (૨)
૨૦ મિશ્ર, ઓદયિક, પારિણામિક (૩)
૨૧ ઉપ૦, ક્ષા૦, મિશ્ર, ઓદયિક.
૨૨ ઉપ૦, ક્ષા, મિશ્ર પારિ૦.
૨૩ ઉપ૦, ક્ષા૦,ઓદ૦પારિ૦.
૨૪ ઉપ૦, મિશ્ર, ઓદ૦, પારિ૦. (૪)
૨૫ ક્ષા૦, મિશ્ર ઓદ૦, પારિ૦. (૫)
૨૬ ઉપ૦, ક્ષા૦, મિશ્ર,ઓદ૦, પારિ૦ (૬)

૧. સાતમોભાંગો સિદ્ધને હોય. ક્ષા૦ કેવલજ્ઞાન ને દર્શન પારિ૦ આત્મા.

૨. ઓગણીશમો ભાંગો કેવળીને હોય. ક્ષા૦ કેવલજ્ઞાન દર્શન. ઓ૦ ગતિ પારિ૦ જીવત્વ.

૩ વીશમો તે ચારેગતિમાં.

૪-૫ ચોવીશમો મિથ્યાત્વીને હોય પચીસમો આ બેભાંગા આરેગતિમા સમ્યગ્દૃષ્ટિ જીવને હોય

૬ છવીશમો ભાગો ઉપશમ શ્રેણિએ ચડેલા મનુષ્યને હોય ક્ષાયિક સમ્યક્ત્વી, ઉપશમ શ્રેણી ચડેલાને ૯-૧૦-૧૧ ગુણઠાણા સુધી હોય

## ગુણઠાણામા ભાવો

એક જીવને સમ્યક્ત્વાદિ ૪-૫-૬-૭ આ ચાર ગુણઠાણે ૩ અથવા ચાર ભાવ હોય ૧ પારિણામિકે જીવત્વ, ૨ ઓદયિકે ગત્યાદિ, ૩ ક્ષાયોપશમિક ભાવે ઇંદ્રિય, અને સમ્યક્ત્વ પણ ક્ષાયોપશમિકે જ હોય, ત્યારે ૩ ભાવ હોય, અને ઓપશમિક અથવા ક્ષાયિક સમ્યક્ત્વ હોય ત્યારે ૪ ભાવ હોય અને સર્વ જીવ આશ્રયી પાચ ભાવ હોય

ઉપશમિક, તે ૯-૧૦-૧૧ આ ત્રણ ગુણઠાણે ૪ અથવા ૫ ભાવ હોય

૧ પારિણામિકે જીવત્વ, ૨ ઓદયિકે ગત્યાદિ, ૩ ક્ષાયોપશમિકે ઇંદ્રિય, ૪ ઉપશમિકે સમ્યક્ત્વ અને ચારિત્ર એ ૪ ભાવ હોય, અને ક્ષાયિક સમ્યક્ત્વ તથા ઉપશમિક ચારિત્ર હોય ત્યારે પાચ ભાવ હોય,

ક્ષીણમોહ ૧૨ મા ગુણઠાણે ત્રણ ભાવ પૂર્વવત્ અને ક્ષાયિક સમ્યક્ત્વ અને ચારિત્ર એ ચાર ભાવ હોય

અપૂર્વકરણ આઠમા ગુણઠાણે ત્રણભાવ પૂર્વવત્ તથા ઉપશમિક અથવા ક્ષાયિક સમ્યક્ત્વ એ ચાર ભાવ હોય

બાકી પાચ ૧-૨-૩-૧૩-૧૪ આ ગુણઠાણામાં ત્રણ ત્રણ ભાવ હોય

૧-૨-૩ મા ઔદયિક, પારિણામિક, ને ક્ષાયોપશમિક એ ત્રણ ભાવ હોય.

૧૩-૧૪ માં ઔદયિક, પારિણામિક, ક્ષાયિક એ ત્રણ ભાવ હોય.

ઉપર પ્રમાણે એક જીવ આશ્રયી ગુણઠાણે ભાવ કહ્યા. નાના જીવો આશ્રયી તો પાંચે ભાવ હોય.

## ગુણઠાણામાં પાંચ ભાવના ઉત્તરભેદ.

૧ ઉપશમિક ભાવ-સમ્યકત્વ ચોથાથી અગ્યારમા ગુણઠાણા પર્યંત હોય, અને ચારિત્ર ૯-૧૦-૧૧ આ ત્રણ ગુણઠાણે હોય.

૨ ક્ષાયિક ભાવ-ચોથાથી અગ્યારમા ગુણઠાણા સુધી સમ્યકત્વ હોય. બારમે ગુણઠાણે સમ્યકત્વ ને ચારિત્ર હોય. તેરમે તથા ચૌદમે ગુણઠાણે સમ્યકત્વ, ચારિત્ર, જ્ઞાન, દર્શન અને પાંચ લબ્ધિ મળી નવ હોય.

૩ ક્ષાપોપશમિકભાવ-પહેલા બે ગુણ ઠાણે ત્રણ અજ્ઞાન, ચક્ષુઅચક્ષુદર્શન, પાંચલબ્ધિમળી ૧૦ હોય. ત્રીજે ગુણ ઠાણે ત્રણ મિશ્રજ્ઞાન, ત્રણ દર્શન, પાંચ લબ્ધિ ને મિશ્રમોહનીય મળી ૧૨ હોય, ચોથે ગુણ ઠાણે મિશ્રમોહનીયવિના ૧૧ ને સમ્યકત્વ મળી ૧૨ હોય. પાંચમે ગુણ ઠાણે મનઃપર્યવ સહિત ૧૪ ભેદ હોય. ૮-૯-૧૦ આ ત્રણ ગુણ ઠાણે સમ્યકત્વ વિના ૧૩ ભાવો હોય. અગ્યારમા ને બારમા ગુણ ઠાણે ચારિત્ર વિના ૧૨ ભાવ હોય. તેરમે ને ચૌદમા ગુણ ઠાણે ઘાતીકર્મના ક્ષય થવાથી મિશ્ર ભાવ હોય નહી.

૪ ઓદયિક ભાવ-પહેલે ગુણઠાણે ૪ ગતિ, ૪ કષાય, ૩ વેદ, ૬ લેસ્યા, અજ્ઞાન, અસિદ્ધત્વ, અવિરતિ ને મિથ્યાત્વ મળી ૨૧ ભેદ હોય બીજે ગુણઠાણે મિથ્યાત્વ વિના ૨૦ ભાવ હોય ત્રીજે ચોથે ગુણઠાણે અજ્ઞાન વિના ૧૯ ભાવ હોય પાચમે ગુણઠાણે નરકગતિ અને દેવગતિ વિના ૧૭ ભાવ હોય છઠ્ઠે ગુણઠાણે તીર્યંચગતિ ને અસયમ વિના ૧૫ ભાવ હોય, સાતમે ગુણઠાણે પ્રથમની ત્રણ લેશ્યા વિના ૧૨ ભાવ હોય, આઠમે ને નવમે ગુણઠાણે પદ્મ અને તેજોલેશ્યા વિના ૧૦ ભાવ હોય દસમે ગુણઠાણે ત્રણ વેદ, ત્રણ કષાય વિના ૪ ભાવ હોય, ૧૧-૧૨-૧૩ આ ત્રણ ગુણઠાણે લોભ વિના મનુષ્યગતિ, શુકલ લેસ્યા ને અસિદ્ધત્વ ત્રણ ભાવ હોય ચોદમે ગુણઠાણે અસિદ્ધત્વ ને મનુષ્ય ગતિ બે ભાવ હોય

૫ પારિણામિક ભાવ-પહેલે ગુણઠાણે ભવ્યત્વ, અભ વ્યત્વ, જીવત્વ ત્રણ ભે૦ હોય, બીજાથી બારમા ગુણઠાણા સુધી ભવ્યત્વ, જીવત્વ બે ભેદ હોય તેરમે ચો૦મે ગુણ ઠાણે આસન્ન સિદ્ધાવસ્થા ભણી તથા ઘાતિકર્મ ખપાવ્યા, તેથી કે બીજા કોઈ કારણે ભવ્યત્વ પૂર્વાચાર્યે વિવક્ષ્યુ નથી તેથી એક જીવત્વ પારિણામિક ભાવ હોય

## ગુણઠાણામાં જ ઉપશમિકાદિ ભાવોનું યંત્ર

| | ગુણઠાણાનું નામ | એક જીવે ભા ૧૫ | સર્વ જીવેભાવ ૫ | ઔપશમિક ૨ | ક્ષાયિ ક૯ | ક્ષયોપ, શમિક ૧૮ | ઔદાયિક ૨૧ | પારિણામિક ૩ | કુલ ઉત્તર ભેદ ૫૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મિથ્યાત્વે | ૩ | ૩ | ૦ | ૦ | ૧૦ | ૨૧ | ૩ | ૩૪ |
| ૨ | સાસ્વાદને | ૩ | ૩ | ૦ | ૦ | ૧૦ | ૨૦ | ૨ | ૩૨ |
| ૩ | મિશ્રે | ૩ | ૩ | ૦ | ૦ | ૧૨ | ૧૯ | ૨ | ૩૩ |
| ૪ | અવિરતિ સમ્ય | ૩–૪ | ૫ | ૧ | ૧ | ૧૨ | ૧૯ | ૨ | ૩૫ |
| ૫ | દેશવિરતે | ૩–૪ | ૫ | ૧ | ૧ | ૧૩ | ૧૭ | ૨ | ૩૪ |
| ૬ | પ્રમત્ત સંયતે | ૩–૪ | ૫ | ૧ | ૧ | ૧૪ | ૧૫ | ૨ | ૩૩ |
| ૭ | અપ્રમત્ત સંયતે | ૩–૪ | ૫ | ૧ | ૧ | ૧૪ | ૧૨ | ૨ | ૩૦ |
| ૮ | અપૂર્વકરણે | ૪ | ૫ | ૨ | ૧ | ૧૩ | ૧૦ | ૨ | ૨૮ |
| ૯ | અનિવૃત્તિ બાદરે | ૪–૫ | ૫ | ૨ | ૧ | ૧૩ | ૧૦ | ૨ | ૨૮ |
| ૧૦ | સૂક્ષ્મ સંપરાયે | ૪–૫ | ૫ | ૨ | ૧ | ૧૩ | ૪ | ૨ | ૨૨ |
| ૧૧ | ઉપશાતમોહે | ૪–૫ | ૫ | ૨ | ૧ | ૧૨ | ૩ | ૨ | ૨૦ |
| ૧૨ | ક્ષીણમોહે | ૪ | ૪ | ૦ | ૨ | ૧૨ | ૩ | ૨ | ૧૯ |
| ૧૩ | સયોગીકેવળી | ૩ | ૩ | ૦ | ૯ | ૦ | ૩ | ૧ | ૧૩ |
| ૧૪ | અયોગી કેવળી | ૩ | | · | | ૦ | ૨ | ૧ | ૧૨ |

આ યંત્રમાં ગુણસ્થાનકે ભાવોના ઉત્તરભેદ બતાવ્યા છે તે સર્વજીવ આશ્રયી જાણવા.

### સંખ્યાતા, અસંખ્યાતા, અનંતાનું સ્વરૂપ

આના ૨૧ ભેદ છે. સંખ્યાતું, પરિત અસંખ્યાતું, યુક્ત અસંખ્યાતું, અસંખ્યાત અસંખ્યાતું, પરિતઅનંતું,

સુક્તઅનતુ, અનતાઅનતુ-આ સાતના **જઘન્ય મધ્યમ**, ઉત્કૃષ્ટ મળી ૨૧ ભેદ હોય

**સખ્યાતા**-એકની સખ્યા હોય નહી બેને **જઘન્ય** સખ્યાતુ કહીએ બે ઉપરાત ત્રણથી માડીને જ્યા સુધી ઉત્કૃષ્ટ સખ્યાતુ ન થાય, ત્યાસુધી સર્વ **મધ્યમ** સખ્યાતુ કહીએ હવે ઉત્કૃષ્ટ સખ્યાતુ જબૂદ્વીપ જેવડા ચાર પ્યાલાની પ્રરૂપણાએ જાણવુ અસત્કલ્પનાએ ૪ પ્યાલા કલ્પીએ તેના નામ ૧ અનવસ્થિત, ૨ શલાકા, ૩ પ્રતિ શલાકા ૪ મહાશલાકા આ ચારે પ્યાલા જબૂદ્વીપ જેવડા લાખ જોજન લાબા પહોળા વૃત્તાકારે એક હજાર યોજન ઊડા, ૮ યોજન બે ગાઉ ઊચા તે પહેલો પ્યાલો સરસવે કરીને શિખા સહિત ભરીએ ત્યાર પછી તે ભરેલા પ્યાલાને ઉપાડીને તેમાથી એકેક સરસવ દરેક દ્વીપ સમુદ્ર વિષે મૂકીએ, તે મૂકતા પહેલો પ્યાલો જ્યારે ખાલી થાય, ત્યારે બીજા શલાકામા સર સવ નાખીએ નહી કારણ કે પહેલો પ્યાલો તો શલાકા જેવડો છે અનવસ્થિત નથી, પણ અવસ્થિત છે તે માટે બીજી વાર જે પ્યાલો કલ્પીએ તે અનવસ્થિત (અનિશ્ચિત પ્રમાણ) કહીએ એટલે જ્યા તે પહેલો પ્યાલો ખાલી થયો, તે દ્વીપ અથવા સમુદ્ર જેવડો પ્યાલો કલ્પીએ તે અન-વસ્થિત જાણવો તે વળી શિખા સહિત સરસવે ભરીએ. પછી તે અનવસ્થિત પ્યાલાને ઉપાડીને દ્વીપ સમુદ્રે એકેકો સરસવ મૂકતા પહેલાની માફક ખાલી થાય, ત્યારે એક અનેરો સરસવનો દાણો શલાકા પ્યાલામા મૂકીએ વળી તે જે દ્વીપ સમુદ્રે પ્યાલો ખાલી થયો હોય, તેના અત

સુધી ભૂમિ ખણીને તેવડો અનવસ્થિત પ્યાલો કલ્પીએ, એમ અનવસ્થિત પ્યાલા જેમ જેમ તેમ તેમ શલાકામાં એકેક સરસવ મૂકતા જઈએ, અને તે તે દ્વીપ સમુદ્ર પર્યંત ભૂમિ ખણીને અનવસ્થિત કલ્પતા જઈએ. એમ વારંવાર કરતા જ્યારે બીજો શલાકા પ્યાલો ભરાય, ત્યારે પહેલાની માફક (અનવસ્થિતની પેઠે) શલાકા પ્યાલો ઉપાડીને ત્યાંથી આગળના દ્વીપ સમુદ્રે એકેક સરસવ મૂકીએ. એમ કરતાં શલાકા પ્યાલો ખાલી થાય, ત્યારે ત્રીજા પ્રતિશલાકા પ્યાલામાં બીજો એક સરસવ મૂકીએ. વળી ત્યાં અનવસ્થિત કલ્પીએ, એમ પહેલા અનવસ્થિત પ્યાલાએ કરીને બીજો શલાકા પ્યાલો ભરીએ, તે શલાકા પ્યાલે કરીને ત્રીજો પ્રતિશલાકા પ્યાલો ભરીએ, અને તે પ્રતિશલાકા પ્યાલે કરીને ચોથો મહાશલાકા ભરીએ. તે મહાશલાકા ભર્યા પછી પ્રતિશલાકા ભરીએ, અને તે ત્રણે જ્યાં ભરાઈ રહ્યા તે દ્વીપ સમુદ્ર જેટલી ભૂમિ ખણીને તેવડો અનવસ્થિત પ્યાલો કલ્પીએ. તેને સરસવે ભરીએ. એટલે ચારે પ્યાલા પૂર્ણ ભરાણા. હવે પહેલા ૩ પ્યાલાવડે ઉદ્ધર્યા (નાખેલા) જે દ્વીપ સમુદ્ર, તેના સરસવ અને ચાર પ્યાલા ભર્યા છે તેના સરસવ એ બધાને એકત્ર કરીએ. તેમાંથી એક સરસવ ઊણો કરીએ તે **ઉત્કૃષ્ટ સંખ્યાતું** કહેવાય.

**પરિત્ત અસંખ્યાત**–ઉત્કૃષ્ટ સંખ્યાતામાં એક સરસવ મૂકીએ, તે **જઘન્ય** પરિત 'અસંખ્યાતું' થાય. તે એ પહેલું અસંખ્યાતું. એ જઘન્ય પરિત અસંખ્યાતું એકાદિકે

યુક્ત કરતા, જ્યા સુધી ઉત્કૃષ્ટ ન વાય, ત્યાં સુધી સર્વ મધ્યમ પરિત અસખ્યાતુ કહીએ અને એ જ જઘન્ય પરિત અસખ્યાતાની રાશીનો અભ્યાસ કરીએ, તે જઘન્ય યુક્ત અસખ્યાત થાય અભ્યાસ એટલે તે રાશીમા જેટલા સરસવ હોય તેટલા ( તેટલી સખ્યાના ) અને તેવડા (રાશી જેવડા) ઢગલા કરીએ તે કરીને તેને પરસ્પર માંહિમાંહિ ગુણીએ તે અભ્યાસ કહેવાય અહી અસત્ કલ્પનાએ તે ઢગલાના સરસવ પાચ કલ્પીએ, ત્યારે પાચ પાચ સરસવના પાચ ઢગલા કરીએ, તેને પરસ્પર ગુણીએ, એટલે પહેલો બીજા સાથે ગુણતા ૨૫ થાય, તેને ત્રીજા સાથે ગુણતા ૧૨૫ થાય, તેને ચોથા સાથે ગુણતાં ૬૨૫ થાય, અને તેને પાચ સાથે ગુણતાં ૩૧૨૫ થાય તે અભ્યાસ નામનુ ગણિત જાણવું તે જઘન્ય યુક્ત અસખ્યાતુ, તે આવલિકાના સમયનુ પરિમાણ છે એક આવલિમાં એટલા સમય હોય

તે જઘન્ય યુક્ત અસખ્યાતાની રાશીનો અભ્યાસ કરીએ, ત્યારે જઘન્ય અસખ્યાત અસખ્યાતુ થાય તેનો વળી અભ્યાસ કરીએ તે પહેલુ જઘન્ય પરિત અનતુ થાય તેનો વળી અભ્યાસ કરીએ, તે ચોથુ જઘન્ય યુક્ત અનતુ થાય તેનો વળી અભ્યાસ કરીએ તે જઘન્ય અનતાનતુ સાતમુ થાય ત્રણ અસખ્યાતા અને ત્રણ અનતા એ છ જઘન્યને એકાદિકે યુક્ત કરવાં જ્યા સુધી ઉત્કૃષ્ટા ન થાય, ત્યાં સુધી એ ' મધ્યમ કહીએ. અને ૬ એ એકે ઊણા કરીએ, ત્યારે પાછલા ઉત્કૃષ્ટ થાય,

અને ઉત્કૃષ્ટું અનંતાનંતું તો નથી.

સૂત્રમાં તથા કોઇકોઇ આચાર્ય આ પ્રકારે કહે છે: ચોથું જઘન્ય યુક્ત અસંખ્યાતું. તેની રાશી, તેને તેજ રાશી સાથે ગુણીએ. જેમ પાંચને પાંચે ગુણતા ૨૫, તેમ તે જઘન્ય અસંખ્યાતઅસંખ્યાતું સાતમું થાય. ને એકાદિકે યુક્ત કરતાં જયાં સુધી ઉત્કૃષ્ટ ન થાય ત્યાં સુધી **મધ્યમ અસંખ્યાત અસંખ્યાતું** આઠમું કહેવાય.

જઘન્ય અસંખ્યાત અસંખ્યાતું એક રૂપે ઊણું કરીએ ત્યારે પાછલું છઠું ઉત્કૃષ્ટ યુક્ત અસંખ્યાતું થાય. હવે તે જઘન્ય અસંખ્યાત અસંખ્યાતું ત્રણ વાર વર્ગીએ, એટલે ત્રણ વાર વર્ગ કરીને તે રાશીમાંહે દસ ક્ષપક ભેળવીએ, તે દસના નામ: ૧ લોકાકાશના પ્રદેશ, ૨ ધર્માસ્તિકાયના પ્રદેશ, ૩ અધર્માસ્તિકાયના પ્રદેશ, ૪ એક જીવના પ્રદેશ, ૫ સ્થિતિબંધ અધ્યવસાય સ્થાનો ૬ અનુભાગબંધના અધ્યવસાયસ્થાનો, ૭ યોગ, તે મનવચનકાયાનું વીર્ય. તેના છેદ. પ્રતિભાગ, તે સૂક્ષ્મનિર્વિભાજયભાગ, ૮ ઉત્સર્પિણી એ બે કાળના સમય, ૯ પ્રત્યેક જીવના શરીર અને ૧૦ નિગોદ સાધારણ વનસ્પતિકાયના શરીર. એ દશ ભેળવીએ, અને પછી વળી તે રાશી ત્રણ વાર વર્ગીએ, ત્યારે તે પહેલું **જઘન્ય પરિત અનંતું** થાય. તેમાંથી એક ઓછો કરીએ, ત્યારે ઉત્કૃષ્ટ **અસંખ્યાત અસંખ્યાતું** થાય.

તે જઘન્ય પરિત્ત અનંતાની રાશીનો અભ્યાસ પૂર્વે જે રીતે કહ્યો છે, તેમ કરીએ ત્યારે ચોથું **જઘન્ય યુક્ત અનંતું થાય**, તે અભવ્ય જીવનું માન જાણવું,

અર્થાત અભવ્ય એટલા છે

તે જઘન્ય યુક્ત અનતાનો વર્ગ કર્યાથી વળી સાતમુ જઘન્ય અનતાનતુ થાય તે જઘન્ય અનતાનતની રાશીને ત્રણ વાર વર્ગીએ, તો પણ ઉત્કૃષ્ટ અનતાનતુ ન થાય ત્યારે તેમા છ અનતા ક્ષેપક ભેળવીએ ૧ સિદ્ધના જીવ ૨ નિગોદિયા જીવ, ૩ વનસ્પતિકાયના જીવ, ૪ સર્વ અતીત અનાગત કાળના સમય, ૫ સર્વ પુદ્ગલ પરમાણુ નિશ્રાવળી, ૬ સર્વ અલોકાકાશના પ્રદેશ, એ છ ભેળવીએ, ને વળી ત્રણ વાર વર્ગીએ ત્યારપછી કેવળજ્ઞાન અને કેવળદર્શનના પર્યાય ભેળવીએ, ક્ષેપ પર્યાય અનતા માટે જ્ઞાનના પર્યાય અનતા છે, એ છ અનતા કહ્યા, તે થકી પણ કેવળદ્વિકના પર્યાય અનતાગુણા છે તે ભેળવવાથી ઉત્કૃષ્ટ અનતાનતુ નવમુ થાય, પણ મધ્યમ અનતાનતુ જ વ્યવહારમા પ્રવર્તે છે, લોકાલોકમાહે જેટલા પદાર્થ છે, તે સર્વ મધ્યમ અનતાનતે જ છે ઉત્કૃષ્ટ અનતાનતુ પણ નિશ્રયોજન છે તે માટેજ સિદ્ધાન્તે ના કહી છે

# પ્રકરણ ૧૯ મું

## આરાધના

સૂક્ષ્મ નિગોદમા અનતો કાળ રહેતા, મારા કોઈ ઉપકારી( મોક્ષ ગયા તે )ના લીધે, મારો આ જીવ વ્યવહારરાશીમા આવ્યો અને એકેન્દ્રિય, વિગલેન્દ્રિય, તિર્યંચ, નરક, મનુષ્ય અને દેવ વિગેરે ગતિમા ભ્રમણ કરતા કરતા મહાન પુણ્યના યોગે ઉત્તમ એવો મનુષ્ય ભવ આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ અને સર્વજ્ઞ પ્રભુના ધર્મની પ્રાપ્તિ થઇ આટલા કાળ દરમિયાન જે કોઇ ભવમા જિનાજ્ઞા વિરુદ્ધ વર્તન કર્યું હોય તેને ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડ આપુ છુ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાચ આચાર પૈકી

**જ્ઞાનાચારમા**–જ્ઞાન તથા જ્ઞાનીતણી આશાતના કરી હોય, કોઈને ભણતા ભણાવતા અતરાય કર્યો હોય, સૂત્ર અને અર્થની વિરુદ્ધ પ્રરૂપણા કરી હોય, જ્ઞાનના સાધનોની આશાતના કરી હોય, વિગેરે જ્ઞાનાચાર વિરુદ્ધ વર્તન ભવોભવમા ક્યારે પણ કર્યું હોય તેને ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છુ

**દર્શનાચારમાં**—જિનવચનમા શકા રાખી હોય, ધર્મના ફળનો સદેહ રાખ્યો હોય, સર્વજ્ઞના ધર્મ વિના બીજા મતો ગ્રહણ કર્યા હોય, તેની ઈચ્છા કરી હોય, સાધુની

નિંદા કરી હોય, દેવદ્રવ્ય, ગુરુદ્રવ્ય, સાધારણ દ્રવ્ય અને જ્ઞાન દ્રવ્યનું ભક્ષણ કર્યું હોય, છતી શક્તિએ ઉપેક્ષા કરી હોય, જિનેશ્વરના ચૈત્યની આશાતના કરી હોય, ગુરુની આશાતના કરી હોય, ઈત્યાદિક જે કાંઈ દર્શનાચાર વિરુદ્ધ વર્તન ભવો ભવમાં ક્યારે પણ કર્યું હોય તેને ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું.

**ચારિત્રાચારમાં**–પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચન માતાને વિરાધી હોય, જયણાપૂર્વક પાલન ન કર્યું હોય, વિગેરે જે કાંઈ ચારિત્રાચાર વિરુદ્ધ વર્તન ભવોભવમાં ક્યારે પણ કર્યું હોય, તેને ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું.

**તપાચારમાં**–બાર પ્રકારે છતી શક્તિએ તપનું આચરણ ન કર્યું હોય, પચ્ચખ્ખાણ લઈને ભાગ્યાં હોય, લાગેલા પ્રાયશ્ચિત્તની ગુરુપાસે આલોયણા ન લીધી હોય, લીધેલી આલોયણ પૂરી કરી ન હોય, વિગેરે જે કાંઈ તપાચાર વિરુદ્ધ વર્તન ભવોભવમાં કર્યું હોય, તેને ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું.

**વીર્યાચારમાં**–ધર્મકાર્ય કરતાં છતી શક્તિનું ગોપન કર્યું હોય. વિનય, વૈયાવચ્ચ, દાન, શીલ, તપ, ભાવનાદિક કૃત્યોને વિષે છતી શક્તિએ મંદતા કરી હોય, વિગેરે જે કાંઈ વીર્યાચાર વિરુદ્ધ વર્તન ભવોભવમાં કર્યું હોય, તેને ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું.

**પ્રાણાતિપાતમાં**–ખેતર ખેડવામાં, તલાવ કુવા ખોદાવતાં, ગાડી વાહનાદિક ચલાવતાં, ઘર હાટ હવેલી વિગેરે બનાવતાં, ડુંગર વિગેરે ફોડાવતાં, પૃથ્વીકાયાદિક જીવોની

વિરાધના કરી હોય, તથા ન્હાવામા, ધોવામા વાડી બગી-
ચામા પાણી પાતાં, કુવા તળાવ સુકાવી નાખતા-વિગેરે
કાર્ય કરતાં અપકાયાદિક જીવોની વિરાધના કરી હોય, તથા
ભાઠીકરા, કુંભાર, લુહાર, ભાડભુંજા, મીલો, કારખાના
યાંત્રિક વિગેરેના કામો તથા રસોઇ કરતા કરાવતા, દવ
લગાડતા વિગેરે કાર્યો કરવાથી તેઉકાયાદિક જીવોની વિરા
ધના કરી હોય, તથા પંખા, હિંચકા, તેમ બીજા ઉપા
દાનોથી વાઉકાય જીવોની વિરાધના કરી હોય, તથા
વનસ્પતિ વાવી હોય, તેના પાન ફળ ફૂલ વિગેરે ચૂંટ્યા
હોય, છેદનભેદન કર્યો હોય, અભક્ષ્યનું ભક્ષણ કર્યું
હોય, શેલડી, તલ, મગફળી એરંડી ઘાણીમા કોલુમા
પીલ્યા હોય વિગેરે કાર્યો કરવાથી વનસ્પતિકાયના જીવોની
વિરાધના કરી હોય બેઇંદ્રિય જીવો, તેઇંદ્રિય જીવો, તથા
ચૌરિંદ્રિય જીવો વિગેરેની હિંસા જાણતા અજાણતા વિરા
ધના કરી હોય, તેને કીલામણા પમાડી હોય, તથા પંચે
દ્રિય જીવોમા તિર્યંચને જળચર જીવોને જાળમા નાખી
દુહવ્યા હોય, વિરાધના કરી હોય, વહાણ સ્ટીમર વિગેરે
ચલાવતા જળચરની હિંસા થઇ હોય, સ્થળચર જીવો તે બળદ
પાડા ઉંટ વિગેરેની પાસે વધારે ભાર વહન કરાવ્યો હોય, તેને
ખાવામા અંતરાય કર્યો હોય, તથા શિકાર આદિક કર્યાથી
જીવોની વિરાધના કરી હોય, સ્થળચર જીવોને ત્રાસ પમાડ્યા
હોય, કાન નાક વિગેરે તેના છેદન કરાવ્યા હોય, તથા ખેચર જીવો
તે ઉડતા પક્ષીઓને બાણથી હણ્યા હોય, ત્રાસ આપ્યો
હોય, તેને રાખી તેના વેપાર કર્યો હોય, વિગેરે કાર્યોથી

ખેચર જીવોની વિરાધના થઈ હોય તથા મનુષ્યની હત્યા કરી હોય, ત્રાસ આપ્યા હોય વિગેરે છકાયના જીવોને મેં દુહ-વ્યા" હોય, ત્રાસ પમાડ્યા હોય, તેની વિરાધના આ ભવ તથા ભવોભવમાં કરી હોય, કરાવી હોય, અનુમોદના કરી હોય તેનો ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડં આપું છું. પૃથ્વી-કાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય તથા વિગલેં-દ્રિયમાં ઉત્પન્ન થઇ જે કોઇ જીવને દુહવ્યા હોય, વિરાધના ભવોભવમાં કરી હોય તેનો ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડં આપું છું.

આ જીવે તિર્યંચ પંચેદ્રિયમાં ઉત્પન્ન થઈ બીજા કોઇ પણ જીવોની વિરાધના ભવોભવમાં કરી હોય તથા દેવગતિમાં ઉત્પન્ન થઈ બીજા જીવોને ત્રાસ પમાડ્યા હોય, વિરાધના કરી હોય તથા નારકીમાં ઉત્પન્ન થઇ બીજા નારકીને તેમ બીજા કોઇ જીવને સતાવ્યા હોય, વિરાધના કરી હોય તે બધા ભવો-ભવમાં થએલી વિરાધનાનો ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડં આપું છું.

**મૃષાવાદમાં**--ક્રોધથી, ભયથી, લોભથી અને હાસ્યથી અસત્ય વચન બોલાયું હોય, કોઈને ખોટી સલાહ આપી હોય, કોઈના ઉપર ખોટા આળ ચડાવ્યા હોય, કોઇની છાની વાત પ્રકટ કરી હોય, ખોટા લેખ લખ્યા હોય, ખોટી સાક્ષી પૂરી હોય, કોઇનો વિશ્વાસઘાત કર્યો હોય, કોઈની થાપણ ઓળવી હોય, વ્યાપાર, ધંધા, નોકરી આદિક કાર્યોમાં અસ-ત્યનો ઉપયોગ કર્યો હોય, કોરટ પંચ સમક્ષ અસત્ય ઉચ્ચારણ કર્યું હોય, ઈત્યાદિક અસત્યનું આચરણ કર્યું હોય,

કરાવ્યુ હોય, અનુમોદના કરી હોય તે ભવોભવમાં કરેલા પાપને ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડ આપુ છુ

**અદત્તાદાનમા**—માયા-પ્રપચવડે બીજાના ધનનુ ગ્રહણ કર્યું હોય, ચોરી કરી હોય, ધાડ પાડીને બીજાનુ ધન લૂટયુ હોય, ચોરી કરવાની સલાહ આપી હોય, ખોટા તોલથી, માપથી બીજાને છેતર્યા હોય, દાણની ચોરી કરી હોય, ચોરીમા ભાગ પડાવ્યો હોય, કાયદાથી વિરુદ્ધ ચોરીનુ કાર્ય કર્યું હોય વિગેરે કાર્યો કરીને પરધન લીધુ હોય તે આ ભવ, ભવોભવમા કર્યું હોય, કરાવ્યુ હોય, અનુમોદના કરી હોય, તેનો ત્રિવિધે ત્રિવિધે મિચ્છ મિ દુક્કડ આપુ છુ

**મૈથુનવ્રતમા**—દેવ, મનુષ્ય અને તિર્યંચના ભવમાં મૈથુન સેવ્યુ હોય, દેવમા ઉત્પન્ન થઈ મનુષ્ય તિર્યંચ સાથે મૈથુન સેવ્યુ હોય, મનુષ્યમા ઉત્પન્ન થઈ દેવ તિર્યંચ સાથે મથુન સેવ્યુ હોય તથા તિર્યંચમા ઉત્પન્ન થઈ દેવ મનુષ્ય સાથે મથુન સેવ્યુ હોય, તથા મથુન સેવવાની અભિલાષા કરી હોય, સ્રી પુરૂષોના અગોપાગ કામભાવથી જોયા હોય, પારકા વિવાહ સબધો વિગેરે કાર્યો કર્યા હોય, તે નિમિત્તના કાર્યો આ ભવ તથા ભવોભવમા કર્યા હોય, તેનો ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડ આપુ છુ

**પરિગ્રહમાં**—ધન, ધાન્ય, ખેતર, ઘર, રૂપુ, સોનુ વિગેરે ધાતુઓ, દ્વિપદ અને ચતુષ્પદ-આ નવ જાતના પરિગ્રહને વિષે અતિ મૂર્છા રાખી હોય, અતિ લોભની ઇચ્છા કરી હોય, ધન માલઆદિ દાટયા હોય, તથા સ્થાવર મિલ્કત તથા પાપકારી અધિકરણો બનાવ્યા હોય, તે બધા ભવોભવને

વિષે કર્યાં હોય, તે બધાને ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું.

આ જીવે શરીર રૂપે પુદ્‌ગલ ભવોભવના વિષે ગ્રહણ કરીને છોડયા હોય તે બધાને ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું. તથા પંદર કર્માદાનોનુ સેવન કર્યું હોય, કરાવ્યું હોય, રાત્રિ ભોજન કર્યાં હોય, બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાય, વાશી, વિદળ, બોળો વિગેરેનું ભક્ષણ કર્યું હોય; ચાર મહા-વિગયનું સેવન કર્યું હોય; તથા અઢાર પાપસ્થાનક સેવ્યા હોય; સાત વ્યસનની સેવના કરી હોય તે બધાં પાપો આ ભવ ને ભવોભવમાં કર્યાં હોય તેનો ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડં આપું છું.

ચોરાશી લાખ જીવાયોનીમાંથી કોઈપણ ગતિમાં કોઈ પણ જીવ મારાથી દુહવાણો હોય, તેને શુદ્ધ મનથી ત્રિવિધે ખમાવું છું. મને કોઈપણ જીવ સાથે વૈર વિરોધ નથી. સર્વ જીવને ખમાવું છું તે પણ સર્વની સાથે ખમું છું.

આ સંસાર જન્મ જરા અને મરણના દુઃખે કરી અસાર છે. શુભાશુભ કરેલાં કર્મો અવશ્ય જીવને ભોગવવાં પડે છે. એવા અસાર સંસારમાં એક અરિહંત ભગવાનનું શરણ, સિદ્ધ ભગવાનનું શરણ, સુસાધુઓનું શરણ અને સર્વજ્ઞભાષિત જૈન ધર્મનું શરણ એજ સારભૂત છે. જ્યાં સુધી મોક્ષ ગતિ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી ભવોભવમાં અરિહંત ભગવંતનું જ શરણ ને અરિહંતે પ્રરૂપેલ ધર્મની જ પ્રાપ્તિ થાઓ, એજ વાંચ્છના સદા છે.

પરમ ઉપકારી જિનેશ્વર ભગવંત પ્રત્યે પ્રાર્થના છે કે-પ્રભો! આપના પ્રરૂપેલા તત્ત્વો ઉપર મને સંપૂર્ણ શ્રદ્ધા

ઉત્પન્ન થઇ છે, તેથી હુ ભવ્યજ છુ, તે તો નક્કી છે તેમ આપના તત્ત્વ ઉપરના સાચી શ્રદ્ધાથી સમ્યક્ત્વ ગુણ મારા આત્મામા છે, તેનો નિશ્ચય થાય છે અને તેથી મોક્ષપદ મળવાનુ તે પણ નક્કી જ છે, તો જ્યા સુધી તે પદની પ્રાપ્તિ ન થાય ત્યા સુધી સર્વજ્ઞ પ્રરૂપેલ ધર્મથી કોઇપણ ભવમા વચિત ન રહુ, દરેક ભવમાં તેજ ધમ મને મળે એજ મારી નમ્રભાવે અભ્યર્થના છે

## પ્રકરણ ૨૦ મું

સવત ૧૯૮૩ નુ ચોમાસુ પરમપૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયેન્દ્રસૂરિજી, પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજશ્રી મંગલવિજયજી તથા શાસનદીપક પૂજ્ય મુનિમહારાજશ્રી વિદ્યાવિજયજી આદિ ઠાણાએ લાલબાગ ઉપાશ્રયમા કરેલું ચાતુર્માસ ઉતર્યે અંધેરી પધારેલા ત્યાં અંધેરીમાં સં ૧૯૮૪ના પોષ વદિ ૧ રવિવારે શેઠ મણીલાલ કરમચંદના બંગલામા પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજ પાસે મે બાર વ્રતો અગીકાર કરેલા તે સક્ષિપ્ત લખાવેલ તેનો સ્હેજ વિસ્તાર કરી, બીજા મહાનુભાવોને ઉપયોગી થઈ પડે તે માટે નીચે આપુ છુ

શુદ્ધ દેવ—જે અઢાર દૂષણોથી રહિત હોય ને બાર ગુણ સહિત હોય તેને માનવા

શુદ્ધ ગુરૂ–તે પાચ વ્રતને પાળનાર શુદ્ધ ધર્મ પ્રરૂપક તેને માનવા

શુદ્ધ ધર્મ—તે સર્વજ્ઞ ભગવતોએ પ્રરૂપેલ તે

ઉપર મુજબ ત્રણ શુદ્ધ તત્વ માનવા બીજા અન્ય દર્શની દેવગુરૂને નમન કરવુ પડે, તે વ્યવહાર સાચવવા પુરતી જયણા. જ્યાં દેરાસર હોય ત્યા દરરોજ પૂજા કરવી, દર્શન કરવા જે

દિવસે દર્શન ન થાય તેના બીજો દિવસે ઘીનો ત્યાગ કરવો. મુસાફરી અંગે માંદગીને અંગે જયણા.

લગ્નાદિ પ્રસંગે કુળદેવી ગોત્રદેવી ગણેશ વિગેરે રિવાજ પાળવો પડે તેની જયણા.

દર વર્ષે સાત ક્ષેત્ર પૈકી કોઇ ક્ષેત્રમાં રૂા. ૧૦) વાપરવા. ગુરૂ મહારાજનો જોગ હોય તો બનતાં સુધી વંદન કરવું. બને ત્યાં સુધી શાસ્ત્રશ્રવણ ને સ્વાધ્યાય કરવો.

**૧ સ્થૂલ પ્રાણાતિપાત વિરમણવ્રત—**

નિરપેક્ષ, નિરપરાધી કોઇપણ ત્રસ જીવને મારવાની બુદ્ધિએ કરી મારવો નહી. ઘર કૂવા તલાવાદિક આરંભ સમારંભે હણાય તેની જયણા.

**૨ સ્થૂલ મૃષાવાદવિરમણ વ્રત—**

કન્યા, ગાય વિગેરે ચતુષ્પદ અને ભૂમિ ઘરહાટ વિગેરે આ ત્રણના સંબંધમાં જૂઠું બોલવું નહી. થાપણ કોઇની ઓળવવી નહી. ( મુકનાર લઈ ન જાય ને કદાચ રહે તેની જયણા ). ખોટી સાક્ષી પૂરવી નહી. પાંચ મોટા જૂઠાનો ત્યાગ. જગાત, ઇન્કમટેક્સ, કોરટમાં નોકરી અંગેની જયણા.

**૩ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત—**

જે કરવાથી રાજદંડ ઉત્પન્ન થાય, તથા લોકની અંદર નિંદા થાય, તેવી ચોરી કરવી નહિ. જેમકે ખાડ પાડવી નહી, કોઇના તાળા તોડવા નહી, લુંટફાટ કરવી નહી.

**૪ સ્થૂલ મૈથુન વિરમણ વ્રત—**

પરસ્ત્રીસેવનનો કાયાથી ત્યાગ. દેવતા તિર્યંચ સાથે સેવવું સેવરાવવું નહી. વિદ્યમાન સ્વસ્ત્રીથી સંતોષ. દિવસે

તથા બારતિથિ, છ અઠાઈઓ અને જિનેશ્વર ભગવતના કલ્યાણક દિવસોમા બ્રહ્મચર્યનુ પાલન કરવુ

૫ સ્થૂલ પરિગ્રહ વિરમણ વ્રત—

ધન, ધાન્ય, સોનુ, રૂપુ, સ્થાવર મિલ્કત–દાગીના વાસણ કુસણ, રાચરચીલુ વિગેરેનો સમુચ્ચયે સાઠ હજાર સુધીનો નિયમ ચતુષ્પદ જાનવરો રાખવા નહીં

૬ દિશિ પરિમાણ વ્રત—

દિશાના નિયમમાં હિંદુસ્તાનમા જવા આવવાની છુટ ઊંચે અને નીચે દસ ગાઉની છુટ આ ઉપરાત તાર ટપાલ છાપા વાચવા લખવા, માણસ મોકલવાની જયણા

૭ ભોગોપભોગ વિરમણ વ્રત—

ચાર મહાવિગય–મધ, માસ, દારૂ અને માખણનો ત્યાગ બાવીસ અભક્ષ્ય, બત્રીસ અનતકાયનો ત્યાગ રાત્રિ ભોજન વારશી, વિદળનો ત્યાગ પદર કર્માદાનનો વેપાર પોતે કરવો નહી

લીલોતરીમા કાકડી, કેળા, કારેલા, કટોલા, કેરી, કલીંગર, કોથમીર, ગુવાર, ગુદા, ગલકા, ગુલાબી, ચીકુ, ચીભડા, ચણા, ચોળી, ચમખણા, જામફળ જરદાલુ, ટીંડોરા, ટીનસી તુરીયા તુવર, તાંદુલભાજી, દાતણ, દુધી, દાડમ, દરાખ, પરવર, પોપયો, પાપડી, પાન, ફણસી, બોર, નાળીયેર, ભીંડા, મરચા, મોગરી મોગરા, મેથીભાજી, મુસબી, લીંબડાના પાન લીંબુ, વટે ણા, વાલોળ સક્કરજન, સતરા, સીતાફળ, શેરડી, અન ાસ–આમ કુલ ૫૦ લીલોતરીથી વધારે નવાપરવી

ઉપરની વનસ્પતિ સિવાય બધીનો ત્યાગ. ચૌદ નિયમ દિવસ રાત સંબંધી ધારવા. માંદગી પ્રસગે દવાની જયણા.

**૮ અનર્થદંડવિરમણ વ્રત—**

પાપકર્મનો ઉપદેશ કરવો નહી. હિંસામાં મદદ કરે તેવી વસ્તુ આપવી નહી. ( પાડોશી અંગે જયણા )પશુ-પક્ષીઓ ઘેર પાળવાં નહી. નાટક, સીનેમા, સરઘસ જોવાં નહી. બને ત્યાં સુધી પ્રમાદાચરણ-તે વિકથા વિગેરે વિના કારણે કરવી નહી. કોઇપણ પ્રકારનો અનર્થદંડ સેવતા બનતાં સુધી ઉપયોગ રાખવો.

**૯ સામાયિક વ્રત—**

મહિનામાં પાંચ સામાયિક એટલે એક વરસમાં ૬૦ સામાયિક કરવાં. પ્રતિક્રમણ નિરંતર બનતા સુધી બંને વખત કરવાં. મહીનામાં ૩૦ પ્રતિક્રમણ ચોક્કસ કરવાં.

**૧૦ દેશાવગાસિક વ્રત—**

દેશાવગાસિક વ્રત વર્ષમાં એક વખત કરવું. તેમાં આઠ સામાયિક, બે પ્રતિક્રમણ મળી ૧૦ સામાયિક ઉપવાસ અગર એકાસણાથી કરવા.

**૧૧ પૌષધ વ્રત—**

દર વરસે આઠ પહોરના પૌષધ ચાર કરવા તથા ચાર પહોરના પાંચ કરવા.

**૧૨ અતિથિ સંવિભાગ વ્રત—**

દર વર્ષે ચૌવિહાર ઉપવાસ કરી આઠ પહોરનો પૌષધ કરી પોસહના પારણે મુનિરાજને વહોરાવી જેટલી વસ્તુ

વહોરાવી હોય, તેટલાથી એકાસણુ કરવુ આ વ્રત વર્ષમા એક વખત કરવુ મુનિરાજના અભાવે સાધર્મી ભાઈને જમાડીને જમવુ

ઉપર મુજબ સમ્યક્ત્વ સહિત બાર વ્રતો અગીકાર કર્યા તે સમાધિ અવસ્થામા પાળવા

ઉપરાત સાત વ્યસન-તે જુગાર, માસ, મદિરા, વેશ્યાગમન, શિકાર, ચોરી ને પરસ્ત્રીગમનનો સર્વથા ત્યાગ સવારે દરરોજ નમુક્કારશી પચ્ચખાણુ ને સાંજે ચોવિહારનુ પચ્ચખાણુ નિરતર કરવુ મહિનામા પાચ તિથિ સચિત્ત તથા લીલોતરીનો ત્યાગ કરવો માદગી પ્રસગે અને મુસાફરીમા જયણા

ઉપર મુજબ વ્રતો દેવ ગુરૂ સઘ સમસ્ત હાજરીમા ગ્રહણ કરેલા તે સક્ષેપમા લખાયેલા, તે વિસ્તારથી તથા પ્રથમના વિરમણુ વ્રતમા સક્ષેપ તથા ગુણવ્રત શિક્ષાવ્રતમા વધારાપૂર્વક લખ્યા છે તે વ્રતો યાવજજીવ સમાધિ અવસ્થામા સપૂર્ણપણે પાળવા

સવત ૧૯૯૬ ના ફાગણુ વદ ૩

## કલ્યાણુક તિથિઓ

જિનેશ્વર ભગવતની કલ્યાણુક તિથિઓ.—

| | | |
|---|---|---|
| ફાગણ | સુદ ૨-૪-૮-૧૨ | વદિ ૪-૫-૮ |
| ચૈત્ર | સુદ ૩-૫-૯-૧૧-૧૩-૧૫, | વદિ ૧-૨-૫-૬ ૧૦-૧૩-૧૪ |
| વૈશાખ | સુદ ૪ ૭ ૮ ૯ ૧૦-૧૨-૧૩ | વદિ ૬ ૮-૯-૧૩-૧૪ |
| જેઠ | સુદ ૫-૯-૧૨-૧૩ | વદિ ૪ ૭-૯ |
| આષાઢ | સુદ ૬-૮-૧૪ | વદિ ૩-૭-૮-૯ |
| શ્રાવણ | સુદ ૨-૫-૬-૮-૧૫, | વદિ ૭-૮ |
| ભાદરવા | સુદ ૯, | વદિ ૦)) ? |
| આસો | સુદ ૧૫, | વદિ ૫-૧૨-૧૩ ૦)) |

## પ્રકરણ ૨૧ મું

### ભાવનારૂપ ભાવયાત્રા

શ્રી લોકાકાશના સાત રાજની ઉપર, મધ્યમા તિર્છો લોક આવેલ છે તેમા અસખ્યાત દ્વીપ સમુદ્રો છે તેમા અઢી દ્વીપ પ્રમાણ મનુષ્ય લોક છે કે જ્યાથી મનુષ્યો કર્મ ક્ષયે મુક્તિમદિરમા જાય છે ' અઢી દ્વીપમા મધ્ય ભાગે જબુદ્વીપ છે, કે જ્યા ભરત ઐરવત ને મહાવિદેહ નામની કર્મભૂમિઓ છે તેમા ભરતક્ષેત્રના દક્ષિણ ભાગમા સોરઠ નામનો પવિત્ર દેશ છે કે જ્યા પુન્ય પવિત્ર શેત્રુજય મહા તીર્થ આવેલ છે અહિ કાકરે કાકરે અનતા સિધ્યા છે, જેથી તે મહાન્ તીર્થ ગણાય છે આ મહાતીર્થના પવિત્ર એવા ૧૦૮ નામો છે, તેમા ૨૧ નામ મુખ્ય છે, તે આ છે - ૧ વિમળગિરિ, ૨ મુક્તિનિલય, ૩ શેત્રુજય, ૪ સિદ્ધક્ષેત્ર, ૫ પુડરીકગિરિ, ૬ સિદ્ધશેખર, ૭ સિદ્ધ પર્વત, ૮ સિદ્ધરાજ, ૯ બાહુબળી, ૧૦ મરૂદેવ, ૧૧ ભગીરથ, ૧૨ સહસપત્ર, ૧૩ શયવતુ, ૧૪ અષ્ટોત્તરશતકૂટ, ૧૫ નગાધિરાજ, ૧૬ સહસકમળ, ૧૭ ઢકગિરિ, ૧૮ કોડીનિવાસ, ૧૯ લોહિતગિરિ, ૨૦ તાલધ્વજ, ૨૧ કદબગિરિ આ તીર્થ પ્રાય. શાશ્વત

**પગલાની** દેરીનાં દર્શન કરી પહેલે કુંડ આવ્યા. ત્યાંથી ચડતાં દેરીમાં નેમિનાથજી, વરદત્ત ગણધર તથા ઋષભદેવજીના– આ ત્રણનાં ત્રણ પગલાં છે. ત્યાં દર્શન કરી લીલી પરબ આવ્યા. બાદ ચડતા બીજો કુંડ––**કુમારપાળ રાજાના** બંધાવેલ **કુમાર કુંડ** આવ્યા. બાદ ત્યાંથી હીંગળાજનો હડો ચડવાની શરૂઆત થાય.

પ્રભુજી આવ્યો **હીંગળાજનો** હડો,
કે કેડે હાથ દઈ ચડો રે લોલ,
પ્રભુજી આવ્યા છાલાકુંડ કે,
શી ત ળ છાં હ ડી રે લો લ.

હીંગળાજથી ઉપર ચડતાં દેરીમાં કલિકુંડ **પાર્શ્વ-નાથનાં** પગલાં છે. ત્યાં દર્શન કરી ઉપર **નાનો માનમોડીયો ને મોટો માન મોડીયો**ના હડા ચડ્યા બાદ, **છાલાકુંડ** આવ્યો. જ્યાં દેરીમાં શાશ્વતા જિનના પગલાં છે. ત્યાં દર્શન કરી આગળ એક વિસામો આવ્યા. બાદ આગળ જતાં ટેકરી ઉપરના દેરાસરોનાં દર્શન થાય છે. ડાબી તરફ **હીરબાઇનો કુંડ**, તેની સામે દેરીમાં **દ્રાવિડ, વારિખિલ્ય, અઇમત્તો,** અને **નારદજી**––એમ ચાર મૂર્તિઓ કાઉસગ્ગ ધ્યાનમાં રહેલ, તેનાં દર્શન કરીએ. **દ્રાવિડ ને વારિખિલ્ય** કાર્તિક સુદ ૧૫ ના દિવસે દશ ક્રોડ મુનિ સાથે મોક્ષે સિધાવ્યા. ત્યાં વંદન કરી, આગળ જતાં **ભૂખણદાસનો કુંડ**, તેની સામે દેરીમાં **રામ, ભરત, શુકરાજ, શેલકાચાર્ય** અને **થાવચ્ચા,** એ પાંચ મૂર્તિનાં દર્શન કરી, **હનુમાન**

દ્વાર આવ્યા સામે બે દહેરીમા પગલાના દર્શન કરી આપણે નવટુકના રસ્તે જઈએ કિલ્લાની બારીમા પેસતા ડાબી તરફ વલ્લભકુડ છે ત્યાથી આગળ વધતા સવત ૧૯૨૧ મા બધાવેલ **શેઠ નરસી કેસવજીની ટુક**, જ્યા મૂળનાયક શ્રી અભિનદનસ્વામી છે, તેના તથા ફરતી દહેરીમા પધરાવેલ ભગવાનના દર્શન કરી, સામે **સપ્રતિ** રાજાએ બધાવેલ દેરાસરમાં **શાતિનાથ** ભગવાન છે ત્યા દર્શન કરી, જમણી બાજુ **મારૂદેવી માતા** હાથીની અબાડી ઉપર બેસેલા મુક્તિપદને વર્યા, ત્યા દર્શન કરી સામે શ્રી ચદ્રપ્રભુનુ દેરાસર, ઋષભદેવ ભગવાનના બે દેરાસર, સભવનાથ, તથા સુમતિનાથ ભગવાનના દેરાસરોમાં દર્શન કરી, ડાબી બાજુ કુથુનાથ ભગવાન, અજિતનાથ ભગવાન, ચદ્રપ્રભુ ને ચૌમુખજી વિગેરે દેરાસરમા વિરાજમાન ભગવાનના દર્શન કરી આપણે ચૌમુખજીની ટુકમા આવ્યા

આ ટુક સવત ૧૬૭૫ મા શેઠ **સવા સોમજીએ** બધાવી છે મૂળનાયક સમનાસાએ શોભતા ઋષભદેવ ભગવાનના ચાર દિશાએ ચાર બિબ છે તેના દર્શન કરી ડાબી બાજુથી **શાતિનાથ** ભગવાન, **પાર્શ્વનાથ** ભગવાનનાં દેરાસર બે, પાછળ શાતિનાથ ભગવાનનુ દેરાસર, બાજુમાં **સીમધરસ્વામીનુ** દેરાસર, આરસનુ આદિનાથ સ્વામીનુ દેરાસર, પછી અજિતનાથ ભગવાનનુ દેરાસર, બાજુમા મહાવીરસ્વામીનુ દહેરુ, તથા ફરતી દહેરીઓમા તથા રાયણ પગલા વિગેરેમા વિરાજમાન ભગવાન, દરેકને

ક્રોડ ક્રોડવાર વંદન હો.

ત્યાંથી આગળ વધતાં બાજુમાં સંવત ૧૭૯૧ માં **છીપા( ભાવસાર )**ની બંધાવેલ **છીપાવસી** ટુંકમાં મૂળનાયક આદીશ્વર ભગવાન છે. ત્યાં દર્શન કરી બાજુ સામે દહેરામાં દર્શન કરી, ડાબી બાજુમાં **નેમનાથ** ભગવાન તથા અજિતનાથ, શાંતિનાથ ભગવાનનાં દર્શન કરી, પાછળ પગલાં તથા પાંચ દહેરીઓમાં ભગવાન છે, તે તથા ગઢની જોડે દેરાસરમાં ભગવાન છે, ત્યાં બધે દર્શન કરી, **સાકરચંદ પ્રેમચંદની** ટુંક સંવત ૧૮૯૩. મૂળનાયક ભગવાન **ચિંતામણી પાર્શ્વનાથ** પંચ ધાતુનાં બિંબ છે, ત્યાં દર્શન કરી બાજુ બન્ને દેરાસરમાં **પદ્મપ્રભુજી** ભગવાન, તથા સામે દેરાસરમાં **પાર્શ્વનાથ** ભગવાન તથા ફરતી દહેરીઓમાં વિરાજમાન ભગવાનને ક્રોડ ક્રોડવાર વંદન કરી પાંચ પાંડવનું દહેરૂં, જમણી બાજુ છે, ત્યાં પાંચ પાંડવ તથા બાજુના ગોખમાં માતા કુંતી તથા સતી **દ્રૌપદીની** મૂર્તિનાં દર્શન કરી પાછળના દહેરામાં **સહસ્રકૂટ ૧૦૨૪** ભગવાન છે, તથા **સમોસરણ** તથા સિદ્ધચક્ર ભગવાન તથા ચૌદરાજ લોકનું પ્રતિબિંબ જે આરસમાં જડેલ છે, ત્યાં દર્શન કરી, **ઉજમબાઇની** ટુંક સવત ૧૮૯૩ જયાં નંદીશ્વર દ્વીપના પર દહેરાં, જેમાં ચૌમુખ ભગવાન વિરાજમાન ત્યાં દર્શન કરી, કુંથુનાથ ભગવાન તથા શાતિનાથ ભગવાનના દેરાસર તથા દહેરીઓમાં વિરાજમાન ભગવાનને ક્રોડ ક્રોડ વાર વંદન કરી શેઠ **હેમાભાઇ વખતચંદની** ટુંક શવત ૧૮૮૬ મૂળનાયક અજિતનાથ ભગવાન સામે પુંડ-

રીકનુ દહેરૂ, બાજુમા દેરાસર, ચોમુખજી ભગવાન બન્ને બાજુ, તથા ફરતી દહેરીઓમા વિરાજમાન ભગવાનને ક્રોડ ક્રોડ વાર વદન કરી—પ્રેમચદ મોદીની ટુક સવત ૧૮૪૩ મૂળનાયક ઋષભદેવ ભગવાન, સામે પુડરીક સ્વામીની ડાબી બાજુના દેરાસરમા સહસફણા પાર્શ્વનાથ, ગભારામા પાચ બિબ, બહાર બન્ને બાજુ આરસની કોરણીવાળા ગોખલામા પાર્શ્વનાથ ભગવાનના બિબ છે, સામેના દેરાસરમા સહસફણા પાર્શ્વનાથ, ગભારામા નવ બિબ તથા બહાર બને બાજુ દહેરાઓમા પાર્શ્વનાથ ભગવાન છે પાછળ અજિતનાથ ભગવાન તથા ચદ્રપ્રભુના દેરાસર તથા ફરતી દહેરીઓમા વિરાજમાન ભગવાનને ક્રોડ ક્રોડ વાર વદન કરી–

આદિનાથ ભગવાનનુ દહેરૂ, જે ધરમદાસ શેઠે સવત ૧૯૮૬ માં બધાવ્યુ પાચશે ધનુષ્યપ્રમાણ બિબ કોતરાવી અજનશલાકા પ્રતિષ્ઠા કરેલ, તે ભગવાનની ભવ્ય મૂર્તિના દર્શન કરતા

દાદા ઋષભ ઋષભ શયા, તમારી પાચશે ધનુષ્યની કાયારે-દાદા તમે મારૂ માતાના જાયા રે, દાદા ઋષભ ઋષભ શયા

મન આનદિત થાય છે ત્યા દર્શન કરી, આપણે બાલાભાઇની ટુકમા આવ્યા, જે ઘોઘાબદરના રહીશ શેઠ દીપચદ કલ્યાણજીએ સવત ૧૮૯૩ મા ટુક બધાવી પ્રતિષ્ઠા કરાવેલ દીપચદ શેઠનુ હુલામણાનુ નામ બાલાભાઇ હોવાથી, તેના નામની ટુક કહેવાય છે

વળી આ શેઠે મુંબઇમાં શ્રી ગોડી પાર્શ્વનાથનું વિશાળ મંદિર બંધાવ્યુ, તેથી તે **ઘોઘારીનું દેરાસર** કહેવાય છે. આ ટુંકમાં મૂળનાયક શ્રી ઋષભદેવ ભગવાનની મૂર્તિ આનંદદાયક છે. સામે પુંડરીકનું દહેરૂં, બાજુમાં વાસુપૂજ્ય ભગવાનનું દેરાસર, સામે ચોમુખનું દેરાસર, પાછળ બે દેરાસરો તથા પગલાં તથા દહેરીઓમાં વિરાજમાન ભગવાન દરેકને ક્રોડ ક્રોડ વાર વંદન હો ! ત્યાંથી આગળ વધતા આપણે **મોતીશા શેઠની** ટુંકમાં આવ્યા.

આ ટુંક **કુંતાસરનો** ગાળો બે પહાડની વચ્ચે હતો, તે ગાળો પૂરાવી તેના ઉપર મંદિર બંધાવ્યાનું કહેવાય છે. કહેવાય છે કે ગાળો પૂરતા નવ લાખ રૂપીઆ દોરડાના થયા, તો બીજો તો કેટલા દ્રવ્યનો વ્યય થયો હશે ? સદર ગાળો સંવત ૧૮૯૨ માં **શેઠ મોતીશાએ** પૂરાવી મંદિરોનું કાર્ય શરૂ કર્યું; પણ શેઠનો દેહોત્સર્ગ થવાથી સંવત ૧૮૯૩ માં તેમના સુપુત્ર **શેઠ ખીમચંદ સાહએ** મોટો સંઘ કાઢી બાવન સંઘવીઓના સંઘપતિ થઇ માહાવદ ૨ પ્રતિષ્ટા કરી.

મૂળનાયક ભગવાન શ્રી ઋષભદેવ ભગવાન, બંન્ને બાજુ પાર્શ્વનાથ ભગવાન ને બાજુમાં શાંતિનાથ તથા સુપાર્શ્વનાથ મનોહર એવા ભગવાનના દર્શન કરી, સામે **પુંડરીકસ્વામીની** આનંદદાયક મૂર્તિનાં દર્શન કરી, ડાબી બાજુથી ચોમુખજીનું દેરાસર, પછી રતનના સાથીયાવાળું અમરચંદ દમણીનું ધર્મનાથનું દેરાસર, બાજુમાં શેઠ ફીકાભાઈ ફુલચંદનું ઋષભદેવ ભગવાનનું દેરાસર,

આગળ મહાવીર સ્વામીનુ દેરાસર, પછી સુપાર્શ્વનાથ ભગવાનનુ દેરાસર, પાર્શ્વનાથ ભગવાનનુ દેરાસર, ગણધર પગલા, સહસકૂટનુ દેરાસર, રાયણ પગલા, બાજુમા પદ્મપ્રભુનુ દેરાસર, આદીશ્વર ભગવાનનુ દેરાસર, તથા ચૌમુખજીનુ દેરાસર, પછી હઠીસગ કેશરીચદનુ ધર્મ-નાથ ભગવાનનુ દેરાસર, બાજુમા ચૌમુખજી દેરાસર, તથા ફરતી દહેરીઓમા વિરાજમાન ભગવાન, તે દરેકને ક્રોડ ક્રોડ વાર વદન હો મોતીશા શેઠની ટુકથી નીક-ળતા ડાબી તરફ બે દેરાસર, તેમાં પાચ શિખરવાળુ દેરાસર, મૂળનાયક વિમળનાથ, બીજા દેરાસરમા મૂળ નાયક અનતનાથ ભગવાન, તથા વિરાજમાન બધા ભગ વાનનાં દર્શન કરી સામે રામપોળની બારી આવી

"પ્રભુજી આવ્યા રામજપોળ કે સામે મોતીવસીરે લોલ,
"મોતીવસી દીસે ઝ ઠઝમાળ કે, જોવાની મુક્તિ મળીરે લોલ,
'પ્રભુજી આવ્યા વાઘણપોળ કે, ડાબા ચક્રેશ્વરી રે લોલ,
"ચક્રેશ્વરી જિનશાસન રખવાળ કે, સ ઘને સહાય કરે રે લોલ"

મોતીશાની ટુકમાથી મગાળપોળ આવતા જમણી બાજુ શેઠ કેશવજી નાયકની ટુક, સવત ૧૯૨૮

'આબુ, અષ્ટાપદ, ગિરનાર, સમેતશિખર, શત્રુજય સાર,"

એ પાચ તીર્થોના દહેરા આગે, પુડરીકસ્વામીનુ દહેરૂ, તેમા નીચે તથા ઉપર બન્ને બાજુ ભમતીમા ફરતી દહેરીઓમા ભગવાન વિરાજમાન છે ત્યા દર્શન કરી, નીકળતા જમણી બાજુ અજિતનાથ, સામે દહેરીમાં પાર્શ્વનાથ

મોટું તીરથ એહરે, પાર પમાડે ભવતણો; તીરથ કહીએ તેહરે ) ત્યાં દર્શન કરી, ભમતીમાં દર્શન કરતાં રાયણ પગલાં થઇ સામે ગણધર પગલાનું દહેરૂં, (૧૪૫૨ ગણધરના પગલા પૂંજો જગીશ ) ત્યાં દર્શન કરી, દહેરીઓમાં દર્શન કરતાં પાર્શ્વનાથ ભગવાનનું દહેરૂં, ત્યાં દર્શન કરી, સામે પાંચ ભાઇનું દેરાસર, ભગવાન રૂષભદેવ બિરાજમાન, દર્શન કરી, બાજરીયાના દહેરામાં સુમતિનાથ ભગવાનનાં દર્શન કરી, સામે બાળ બ્રહ્મચારી ભગવંત નેમનાથના આનંદદાયક મૂર્તિનાં દર્શન કરી દહેરીઓમાં દર્શન કરતા, ઋષભદેવ ભગવાનનું બે બારણાનું દેરાસર, ત્યાં દર્શન કરી ભમતીમાં દર્શન કરી વર્તમાન ચોવીશી તથા વીશ વિહરમાન ભગવાનનાં દેરાસરમાં દર્શન કરી, બાજુમાં ( અષ્ટાપદ અરિહંત શું, મારા વાલાજી રે, આદીશ્વર અવધાર, નમીએ નેહશું મારા વાલાજી રે; દશ હજાર મુણીંદ શું મારા વાલાજી રે, વરીઆ શિવવધુ સાર, નમીએ નેહશુ મારા વાલાજી રે ) ત્યાં ૨-૪-૮-૧૦ ચાર બાજુ શોભતા ચોવીશ ભગવંતના દર્શન દહેરીઓમાં દર્શન કરતાં રાયણ વૃક્ષ ( નીલુડી રાયણ તરૂ તળે સુણ સુંદરી, પીલુડા પ્રભુજીના પાયરે; ગુણમંજરી, ઉજ્જવલ ધ્યાને ધ્યાઈએ સુણસુંદરી, એહી જ મુક્તિ ઉપાય રે ગુણમંજરી.) ત્યાં પ્રદક્ષિણા દઈ રાયણ પગલા કે જ્યાં ભગવાન આદિનાથ પૂર્વ નવાણુ વાર સમોસર્યા (ઇણ ગિરિ આવી સમોસર્યા, જીહો નાભિ નરીંદ મલાર; પાવન કીધી વસુંધરા જીહો, પૂર્વ નવાણું વાર કે, મોહનગારા હો રાજ રૂડા, મારા સાંભળ સુગુણા

**સુદ્ધા.**) રાયણ પગલાના દર્શન કરી બાજુમા નમી વિનમી **ભગવાનની સેવા કરી રાજ માગે છે;** ( **મોટા મહત-ની ચાકરી** સૈયર મોરી **નિષ્ફળ કદીએ ન થાય હો,** મુનિપણે નમી વિનમી કર્યો, સૈયર મોરી ક્ષણમાં ખેચર **રાય હો** ) તે તથા ભરત બાહુબળીની મૂર્તિ વિગેરેના **દર્શન** કરી, **ચૌદ રતનનુ** દહેરૂ, ત્યા દર્શન કરી, ભમતીમા દહેરીઓના દર્શન કરી, ચૌમુખજીનું દહેરૂ, મૂળનાયક **શાતિનાથ** ભગવાન છે, ત્યા દર્શન કરી, પુડ રિકસ્વામીના દહેરામાં આવ્યા, ચઈતર સુદ ૧૫ ના **દિવસે** પાંચ ક્રોડ મુનિ સાથે સિદ્ધિ પદને પામ્યા, એવા ભગવાન પુંડરિકની આનદદાયક મૂર્તિ નિહાળતા—

આજીયો જગમા રે એહ, સોભાગી, પ્રણમો પ્રેમે પુડરીક રાજીયો,
બહુભવ સચિત એહ સોભાગી, પ્રણમે જાત્રાએ જાતા પગે પગે
નિરજરે, પ્રણમો )

—મન આનદિત થાય છે ત્યા દર્શન કરી, આપણે દાદાના દહેરામા જયા સામે ભગવાનની મૂર્તિને દેખતા જ

આજ આનદ થયો, આજ હર્ષ થયો, શ્રી આદિ
જિન નિરખી ધન્ય દિન આજનો,

મારે આંગણે મોતીડે મેહ વરસ્યા, મારે કુળદેવા આજે તુઠ્યા,
હુ તો રયણ ચિંતામણિ કર ધાર્યો, મારે કામકુભ આજ ઘેર
આયો આજ

માલકોષ રાગ

તેરો દરશ ભલે પાયો, ઋષભજી, મે તેરો દરશ ભલે પાયો,

કાળ અનંત હી ભટકત ભટકત, પુન્ય અનંતે મીલાયો.
ઋષભજી

જિનપતિ, નરપતિ, મુનિપતિ પહેલો, ઐસોબિરૂદ ધરાયો;
માનું તુંહી નમી મયા અવતારી, જગત ઉદ્ધારન
આયો. ઋષભજી

તે પ્રભુ જગકી આદિ નિવારી, સબ વ્યવહાર શીખાયો
લિખન શીલ્પ શત અનીત બતાયો, તાતે જગ ચલાયો.
ઋષભજી

યા જુગસેં તુમ નહી ઓરે, અવસરપનિયે કહાયો,
અઢાર કોડા કોડી સાગર અંતર, તે પ્રભુ ધરમ
દીખાયો. ઋષભજી

લાખ પંચાશત કોડી સાગર લગ, સુખ કરે શાસન ઠાયો;
તુજ રત્નાકર વંશ વિભૂષન, એસો કોન સુનાયો. ઋષભજી
કરૂણા કર ઠાકુર તું મેરો, મેં તુજ શરણે આયો;
દ્યો પદ સેવા અમૃત મેવા, ઇતને નવનિધિ પાયો. ઋષભજી

હે ભગવન્! દેવાધિદેવ! મહાન પુન્ય યોગે ચોરાશી લાખ જીવાયોનિમાં ભમતાં ભમતાં મનુષ્ય જન્મ, આર્ય-ક્ષેત્ર, ઉત્તમ કુળ, સદ્‌ગુરૂસંયોગ ને સર્વજ્ઞકથિત ધર્મની પ્રાપ્તિ સાથે આપના દર્શનનો લાભ મળ્યો. ભાવ રહિત-પણે આપને ઘણી વખત જોયા, પૂજ્યા, પણ તે બધું વ્યર્થ ગયું, તો અનુપમ શ્રદ્ધા સહિત હે ભગવન્! તમારાં દર્શન–પૂજનથી મારો ભવસાયર અલ્પજ રહ્યો હું માનું છું ને બાકી રહેલ સંસારમાં

"ભવોભવ તુમ ચરણોની સેવા, માગુ દેવાધિદેવા," આ નમ્રભાવે યાચના છે આપની આજ્ઞા વિરૂદ્ધ આચરણ કરવામા બાકી રાખ્યુ નથી જે સભારતા પાર આવે તેમ નથી

સિદ્ધાચળવાસી નાથ વિનતિ ધારોરે

આપના દર્શનથી કૃતકૃત્ય થયો છુ અને તેથીજ

જન્મ પાવન આજ માહેરો નિરખીયો તુજ નૂર રે,
ભવોભવ અનુમોદનાજી, હુવો આપ હજૂર રે
પ્રભુ તુહી તુહી તુહી તુહી તુહી ધરતા ધ્યાન રે,
તુજ સ્વરૂપી જે થયા, જેણે લહ્યું તાહરૂ તાનરે-પ્રભુ.

છેવટમાં અવિધિ, આશાતન, આજ્ઞા વિરૂદ્ધ વર્તનની નમ્રભાવે ક્ષમા માગી

મુજ હોજો ચિત્ત શુભ ભાવથી, ભવોભવે તાહરી સેવ રે,
યાચીએ કોડી યતને કરી, એ તુજ આગળ દેવ રે,

એ યાચના સાથે વિરમુ છુ

શ્રીગૌતમગુરૂભ્યો નમઃ

પરમદેવ પરમાતમા બુદ્ધિ આતમ ગુરૂરાય
એહ પરમ પદ સેવતા અનુપાનંદ થવાય

## શ્રી આદીશ્વર જિન વિનતિ

પ્રથમ પ્રણમુ નાથ! આત્મ કલ્યાણ સારૂ,
શુભ મતિ પ્રભુ આપો, સિદ્ધકર કામ મારૂ ॥૧॥

ઋષભ પ્રભુ દયાળા, દેવ દેવાધિદેવા
વિનવુ કર જોડી, આપજો નિત્ય સેવા ॥૨॥

વિઘન સબ વિદારી, પાપનાં બંધ તોડી,
શરણ મુજ ગ્રહો એ, હુ કહુ હાથ જોડી ॥૩॥

અચળ અમર આપો, હે પ્રભો! પદ તમારૂ
ભવ ભય, પ્રભુ ભાગો, નિ ય હુ પાય લાગુ ॥૪॥

વિનવુ છુ જગનાથ, હુ બનુ શુભ સનાથ,
ત્રિભુવનપતિ મૂકો, આપનો પૂત હાથ,
જગપતિ જગદેવા, મોક્ષદાતાર સ્વામી,
પુલચદ સુત માગે, દ્યો રતિ મોક્ષ ગામી ॥૫॥

### દોહરો

શ્રી જિનવર ચોવીશમા વીર જિનેશ્વરરાય,
રટન કરૂ તુજ મન વિષે, પ્રેમે પ્રણમુ પાય
શાસનદેવી આપજો, શુભમતિ મોરી માય,
ભાવ સહિત કર જોડીને, ગાઉ ગુણ જિનરાય

## શ્રી ચોવીશજિન સ્તવન.

વિશ્વાધાર દયાલુ દેવ જગના, શ્રી વર્તમાને જિનો,
જેના નેક ગુણો સદાય ગણતાં પ્હોંચે ન કોઇ નરો.
ગાવા તો પણ આજ તીર્થંપતિને હૃદયોલ્લસી થાય છે,
ચોવીશે જિનરાયને ય સ્મરતાં, અજ્ઞાનતા જાય છે ॥૧॥

## શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

સિદ્ધારથના રે નંદન વિનવું—એ દેશી.

શાસનનાયક દાયક જગધણી, મુજ આતમના આધાર;
તુમશું મારે રે લાગી પ્રીતડી, જાણો છો કીરતાર.
ઋષભ જિનેશ્વર સાહેબ વીનવું. ૧

આ દુનિયામાં રે સ્વામી તુમ સમો, કોઇ ન જાણું દાતાર;
આવ્યો આપ કને આશા કરી, ભવભ્રમણ કરી અપાર. ઋષભ. ૨

કરુણાળુ હવે કીરપા કીજીએ, ઉપકારી છો ભગવંત;
સેવા જાણો છો નિજ દાસની, લાવીયે ભવનો અંત. ઋષભ ૩

શરણે આવ્યો રે પ્રભુ હું તાહરે, લેશ ન ધરૂં અન્ય આશ;
જગત કૃપાળુરે જિનજી જાણીએ, દુઃખી બહુ છે નિજ દાસ. ઋ૦ ૪

સેવકના દુઃખને નિહાળતા, કરૂણા ધરો પ્રભુ ઉર;
પરઉપકારી છો તુમ દીઠડે, પાવે આનંદ ભરપૂર. ઋષભ. ૫

હરિહરાદિક દીઠા મેં ઘણા, રાગ દ્વેષી લોભી દેવ;
ક્રોધી ભામિનિ વળી સહિત છે, મુજને ન ગમે તસ સેવ. ઋષભ૦ ૬

દેવ અનેરા દેખી જૂઠડા, આવ્યો શરણે મહારાજ;
કયાંહી તુમ વિન ગતિ ન માહરી, ભવસાયર છો જહાજ. ઋ૦ ૭

રાત દિવસ તુજ નામ રટન કરૂ, તુમ વિન કોઈ ન આધાર,
જગજીવન પ્રભુ સ્વામી માહરા, ઉતારો ભવપાર ઋષભ ૮

નાભિ રાજા કુળ તીલક સમા, મારૂ માતાના છો નંદ,
વિનીતા નગરી લછન વૃષભનુ, કાઢે ભવનારે ફંદ ઋષભ૦ ૯

અંતરજામી વિનતિ સાંભળો, કહુ તુમને કર જોડ,
કહે રતિલાલ પ્રભુજી જિનેશ્વરા, ભવભવના બંધ છોડ ઋષભ૦ ૧૦

## શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન

નમો રે નમો શ્રી શેત્રુંજા ગિરિવર—એ દેશી

રટુ રે અહોનિશ નામ તમારૂ, અજિત જિણંદ મુજ દાતાર રે,
ભવ વિષે ભટકતા લાધ્યુ, દર્શનથી સુખ શાતારે રટુ રે૦ ॥૧॥

અમીય ભરી તુજ મૂરતી નીરખી અજ્ઞાનના મુજ નાશીં રે,
શીંગ ધણી હવે માથે ધાર્યો, કર્મને લેજો ફાશીરે રટુ રે ॥૨॥

દાતાર જાણી યાચવા આવ્યો, તો કેમ પાછો જાઉ રે,
નિર્ગુણી પણ દાસ તમારો, મુજ પર ન ઘટે આવુ રે રટુ રે૦ ૩

જિતશત્રુ વિજયાના નંદન, સુણો શિવપુરના ગામી રે,
ગજ લછન પ્રભુને સોહે, આશા તારી બહુ નામીરે રટુ રે૦ ૪

કરૂણા નજર કરો સેવક ઉપર, તુમ શરણુ છે સાચુ રે,
કરજોડી કહે રતિલાલ દિલથી પ્રભુ વિણુ સરવે કાચુ રે રટુ રે૦ ૫

## સંભવનાથ સ્વામીનું સ્તવન

પકર આંબા આંબલી રે—એ દેશી

સંભવદેવ ભાવે ભજુરે, રાગ જીતારિના નંદ,
સાવત્થી નગરીનો રાજીયોરે, દીઠે મન આનંદ

સંભવજિન અરજ સુણો મહારાજ. એ આંકણી

ધન દિન વેલા ધન ઘડી તે, સેના નંદન ભેટાય;
મુખ દેખી સુખ ઉપજે રે, વિરહનાં દુઃખ ટળાય. સંભવજિન૦ ૨

તુજ ગુણ સ્વાદ જેણે લહ્યો રે, બીજો ન ગમે લેશ;
તે સ્વાદે કરી હું રમું રે, ભાવ ભક્તિ જિનેશ. સંભવજિન૦ ૩

ચરણકમળ તુજ સેવતાં રે, વિઘન સહુ દૂર જાય,
અષ્ટસિદ્ધિ મહા સંપજે રે, નવનિધ લીલા થાય. સંભવજિન૦ ૪

આશ કરી હું આવીયો રે, તો કીજે કૃપાય;
આવેલને ઉવેખતાં રે, તો ક્યાંથી દુઃખ જાય. સંભવજિન૦ ૫

કંચન વરણી કાય છે રે, લંછન છે તુરંગ;
તુઠે જગધણી મુજ ભણી રે, રતિ અક્ષય અભંગ. સંભવજિન૦ ૬

## શ્રી અભિનંદન સ્વામીનું સ્તવન

કુંવર ગભારો નજરે દેખતાંજી—એ દેશી

અભિનંદન જિણંદ પ્રભુ સાંભળોજી, જગતારક જગદીશ રે;
સંવર રાજા કુળદીપક ભલોજી, કૃપા કરજો જગીશ રે અ૦॥૧॥

તારક નાયક તુ પ્રભુ જાગતોજી, તો કેમ સુતો તાણી સોડ રે ?
મોટા જન તો તેને જાણીએજી, મોંઘે કાળે પૂરે કોડ રે—અ૦॥૨॥

સંસારે ભમી ભમી હું આવીયોજી, વાંચ્છિત દ્યોને દાન રે,
સિદ્ધારથ જાયા કૃપા કરીજી, આપો ત્રણ રતન બહુમાન રે—અ. ૩

અવગુણ મારા પ્રભુ જોવતાંજી, કીધા જે અપરંપાર રે;
ગીરૂઆ દોષ સેવકના નહિ ગણેજી, સરખા સહુ તેને નિરધાર રે
—અ૦॥૪॥

વાલા વિનીતાના વાસી સુણોજી, કચન સમ તમ કાય રે,
કપિ લ છ ા પ્રભુને સોહામણુંજી, લાખ પચાસ પૂરવનુ આયરે,
-અ૦ાાપાા

સમરથ ધણી તુ મુજ સાહીબાજી, ભવતારણહાર તાત રે,
અરજ સુણો રતિલાલની જી, તુમ સગે પામુ ખ્યાત રે-અ૦ાા૬ાા

## શ્રી સુમતિનાથ સ્વામીનુ સ્તવન

સુમતિનાથને વદીયે રે, લહીએ સુખ અપાર રે,
મેઘરથ રાય કુળ તીલો, મ ગલા માત મલ્હાર રે-સુ૦ાા૧ાા
મારે તમશુ પ્રીતડી રે, સ ગ બીજો ન સોહાય રે,
માલતી ચપે જે મોહીયો રે, કિમ તરૂ બાવળ જાય રે-સુ૦ાા૨ાા
અમૃત ભોજન જે જમ્યા રે, ન ગમે બીજુ અન્ન રે,
ગ ગાથકી જેમ ઉજળા રે, તેમ તમ સાથ મુજ મન્ન રે-સુ૦ાા૩ાા
ચ દ્ર વિના જેમ ચાદની રે, શૂન્ય તેજે જણાય રે,
દિનકર વિના કમલકી રે, જેમ દશા તેની થાય રે-સુ૦ાા૪ાા
તેમ તુમ સ ગ મુજને રે, વીખુટો ઘડી નવ થાયરે,
તારણહાર તાતજી રે, શરણે રાખો સદાય રે-સુ૦ાાપાા
ક્રોચ લછન વિરાજતુ રે, ધનુષ્ય ત્રણશે કાય રે,
ર ઢ સેવક રતિપ્રેમથી રે, નિત નિત તુમ ગુણ ગાય રે-સુ૦ાા૬ાા

## શ્રી પદ્મપ્રભુ સ્વામીનુ સ્તવન

મિરૂઆરે ગુણ તુમતણા—એ દેશી

પદ્મપ્રભુ જિન વદતા, થાવે નિર્મળ કાયારે,
વદન સુદર નિહાળીને, મનવ ચ્છિત સુખ પાયા રે-પદ્મ૦ાા૧ાા

તુજ દર્શન કરવા થકી, ભવના દુઃખ ગયા નાશી રે;
મોહાદિક જે શત્રુઓ, તેને દેજો તમે ફાંશી રે–પદ્મ૦॥૨॥

નિશદિન સૂતાં બેસતાં, હૃયડેથી નહી વિસારૂં રે;
કરૂણા નજર હવે કીજીયે, અવર કોઈ ન મારૂં રે–પદ્મ૦॥૩॥

કૌશંબી નગરીના રાજીયા, સુસીમા માતાના જાયા રે;
નરપતિ ધર નંદન તમે, રક્ત કમલ સમ કાયા રે–પદ્મ૦॥૪॥

પદ્મ લંછન સોહામણું, મોક્ષતણો સીરદારો રે;
રતિલાલ પાય સેવતા, લેશે ભવનો આરો રે–પદ્મ૦॥૬॥

## શ્રી સુપાર્શ્વનાથ સ્વામીનું સ્તવન

અંતરજામી સુણ અલવેસર–એ દેશી

શ્રી સુપાર્શ્વ જિનેશ્વર સ્વામી, અર્જ કરૂં સ્વીકારોરે,
વાણારસીના વાસી વાલા, દર્શ લહ્યો તમારો
મોહન મારા છો જિનરાય, અમને તુમ સેવા આપોને–એ૦॥૧॥

આ દુનિયામાં કોઇ ન દેખ્યો, તુમ સરીખો મુજ સ્વામીરે,
આશ કરીને તેથી આવ્યો, તારોને અંતરજામી–મો૦॥૨॥

તારી માયા મુને જોરથી લાગી; અળગું ઘડી ન રહેવાય રે,
અંતરગત કોણ પાસે ખોલું, જાણો બધું જગરાય–મો૦॥૩॥

મુખ તુજ દેખી સુખ હું પામું, ઉલસે આનંદ અપાર રે,
ભક્તવત્સલ ભગવંત તું મોટો, પાર હવે ઉતાર–મો૦॥૪॥

પ્રતિષ્ટિત સુત લંછન સ્વસ્તિક, પૃથ્વી માતાનાં નંદ રે,
કહે રતિલાલ કરૂણા કરીને, ટાળો ભવના ફંદ–મો૦॥૫॥

## શ્રી ચદ્રપ્રભુ સ્વામીનુ સ્તવન

કર્મ ન છુટેરે પ્રાણીઆ—એ દેશી

તુમ મુખ જોઈને સાહીબા, વાધે મનતણી પ્રીત
વિસ્તાર થાયે જેમ તેલનો, જળમા બિદુની રીત
ચદ્રપ્રભુ ચરણે નમુ એ આકણી—॥૧॥

સજ્જન સાથે જે પ્રીતડી, જગમા જસ તો પમાય,
મોટા થઈ ઔનતા રહે, કારજ કેમ જ થાય—ચદ્ર૦॥૨॥

રાગતણે વશ હુ પડ્યો, નિરાગી તમે મહારાજ,
સેવન તમ તણુ કરવાથકી, કેમ સરે આતમકાજ—ચદ્ર૦॥૩॥

એમ ન જાણુ મુજ સાહેબા, ભક્તિ તુમ કલ્પ સમાન,
ફળે અચેતન પણ સુરમણી, તેમ પામુ તુમ દાન—ચદ્ર૦॥૪॥

દાન હવે મુજ દીજીએ, લક્ષમણા માતાના નદ,
મહસેન રાય કુળતીલો, લછન સોહે છે ચદ—ચદ્ર૦॥૫॥

નયરી ચદ્રપુરીના ધણી દસ લાખ પૂરવનુ આય,
શરણુ તારૂ લહીને પ્રભુ, રતિલાલ ગુણ ગાય—ચદ્ર૦॥૬॥

## શ્રી સુવિધિનાથ સ્વામીનુ સ્તવન

સુબાહુ કુમારે સજમ આદર્યો—એ દેશી

સુવિધિ જિનેશ્વરને નમુ, અહોનિશ જ્ઞાન દાતાર સાહેબ મોરા રે
શરણ જગતમા એક છે, બીજો ન કોઈ આધાર, સાહેબ મોરા રે
આજ તારણ પ્રભુ તુ મલ્યો—એ આંકણી ॥૧॥

ચતુર સુજાણ મુજ નાથ છો, હુ છુ અજ્ઞાની તારો બાળ, સા૦ મો૦ રે
સેવા નીહાળો નિજ દાસની, છો ભક્તવત્સલ પ્રતિપાળ— આ૦ ૨

કરૂણાળું કરૂણા કરો, આપજો પદ નિરવાણ–સાહેબ મોરા રે
હવે તો વિલંબ નવ કીજીએ, ભવોભવ તારી છે આણ–સા. આ. ૩
માતા શ્યામાના નંદન તમે, કુળચંદલો સુગ્રીવ રાય. સા૦ મો૦ રે
કાકંદીના પૃથ્વીપતિ, લાખ પૂરવ બેનું આય. સા૦ આ૦॥૪॥
મગર લંછન ચરણે નમું, તારણહારા છો ભગવંત, સા. મો. રે
રતિલાલ કહે તુજ સેવથી, પામીએ ભવનો અંત. સા૦ મો૦ રે
આજ તારણ પ્રભુ તું મળ્યો ॥૫॥

## શ્રી શીતલનાથ સ્વામીનું સ્તવન.

પંથડો નિહાળુ રે બીજા જિનતણો રે–એ દેશી

શીતલ પ્રભુસું રે નાથ સોહામણારે, નંદા માત મલ્હાર;
જિનજી વસ્યારે મારા મન વિષેરે, આતમના છો આધાર. શી૦ ।૧।
પર ઉપગારીરે દુઃખભંજન પ્રભુરે, સ્વામી મુજ દીનદયાળ;
શરણે આવ્યોરે જાણી એહવુંરે, મુજ નીજ નયણે નિહાળ. શી૦ ૨
તુજને નામેરે પામે સુખસંપદારે, દુઃખ દોહગ મીટ જાય;
જન્મ જરા મરણનો ભય સવી ટળેરે, મનવંછિત સુખ થાય. શી૦ ૩
નીરગુણી આવ્યોરે પ્રભુ તુજ આશરેરે, શીર લઈ તાહેરી આણ,
મેહ જેમ ન જુએ ઠામ કુઠામનેરે, તેમ તુમે કલ્પ સમાન. શી૦ ૪
દ્રઢરથ નંદન જિન છો દસમારે, ભદ્દીલપુરના રાય;
કંચન સમ રે કાયા દીપતીરે, લાખ પૂરવનું આય. શી૦ ૫
શ્રીવત્સ લંછન ઓપે સુંદરૂરે, મોક્ષ પહોંચ્યા છે મહારાજ;
રતિલાલ કહેરે જિન સેવાથકી, સીઝે સઘળાં કાજ. શી૦ ૬

## શ્રી શ્રેયાંસનાથસ્વામીનુ સ્તવન

કોઈ લ્યો પર્વત ધુધલા રે—એ દેશી

શ્રેયાંસનાથ મુજ જગધણીરે લાલ, અવધારો અરદાસરે, જિણંદરાય
મહેર કરી મનડા વિષેરે લાલ, ધારજો અબ ઘડી ચાતરે, જિણંદ
કૃપા કરી મુને તારજો રે લાલ—એ આંકણી૦ ॥ ૧ ॥
સાહીબ સમરથ તું ધણીરે લાલ, હુ અનાથ એકલો બાળરે, જિણંદ
ભટકતા શરણ લહ્યુંરે લાલ, તો કાઈ મુજને આણરે જિ૦ કૃ૦ ૨
દાતાર તુ દાનેશ્વરીરે લાલ, મુજપર આવો શું નેહરે જિણંદરાય
દાન આપે વણમાગતારે લાલ, ગીરૂઓ સાહેબ તેહરે જિ૦ કૃ૦ ૩
વિશ્નુ નૃપતિ કુલ તીલોરે લાલ, વિશ્નુ કહીએ જેની માતરે જિણંદ
સિંહપુરીના રાયજીરે લાલ, ઉદ્ધારજો મમ તાતરે જિણંદ કૃ૦ ૪
ખડગી લછન જિનરાયનેરે લાલ, તુમ વિના નહી આધારરે, જિણંદ
રતિ ભણી દયા કીજીયેરે લાલ, તો સુખ થાયે અપાર રે જિણંદ૦
કૃપા કરી મુને તારજો રે લાલ ॥ ૫ ॥

## શ્રી વાસુપૂજ્યસ્વામીનુ સ્તવન

વારી પ્રભુ દસમા શીતલનાથ—એ દેશી

પ્રભુજી વાસુપૂજ્ય મુજ નાથ કે, જિન છે બારમો રે લોલ,
પ્રભુજી મુજ કર ગ્રહજો હાથ કે, કોપ કહુ કારમો રે લોલ
પ્રભુજી ભવસાયર એક કૂપ કે, માહી હુ ભમુ રે લોલ,
પ્રભુજી ત્યા મોટો મોહ ભૂપ કે, તેથી હુ દમુ રે લોલ ॥૧॥
પ્રભુજી કામ ક્રોધાદિક ચોર કે, લૂટે પથ ધર્મતણો રે લોલ,
પ્રભુજી વારે આવો એક પોર કે ભય મુને અતિ ઘણો રે લોલ,

પ્રભુજી તે ભવકૂપમાં આજ કે, ડૂબતો હું ફરું રે લોલ,
પ્રભુજી આલંબન દ્યો આપ કે, રટન તારૂ કરૂં રે લોલ ॥૨॥

પ્રભુજી સુબુધતણો દાતાર કે, ભય ભાંગો મુજ તણો રે લોલ,
પ્રભુજી ભવસાયરથી તાર કે, પાપી પ્રભુ હું ઘણો રે લોલ;
પ્રભુજી તું છો દીનદયાળ કે, ભવ દુઃખ ભંજણો રે લોલ,
પ્રભુજી ભક્તવત્સલ પ્રતિપાળ કે, નાથ મન રંજણો રે લોલ ॥૩॥

પ્રભુજી વસુપૂજ્ય કુળચંદ કે, ચંપાપુરીના ધણી રે લોલ,
પ્રભુજી જયા માતાના નંદ કે, મહીષ લંછન ધરી રે લોલ;
પ્રભુજી રક્ત વર્ણ છે કાય કે, મુખડે મોહી રહ્યો રે લોલ,
પ્રભુજી બોંતેર લાખ વર્ષ આય કે,સુખ આજે હું લહ્યો રે લોલ ॥૪॥

પ્રભુજી તારા ચરણમાં વાસ કે, સદા તું રાખજે રે લોલ,
પ્રભુજી એ મારી અરદાસ કે, જરી અવધારજે રે લોલ;
પ્રભુજી નમી કહે રતિલાલ કે, કરૂણા કીજીએ રે લોલ ,
પ્રભુજી ભવોદધિ પાર ઉતાર કે, દર્શન દીજીએ રે લોલ ॥૫॥

## શ્રી વિમલનાથસ્વામીનું સ્તવન.

મહાવિદેહ ક્ષેત્ર સોહામણો—એ દેશી.

વિમળ જિન મુજ નાથ હો, સહાય કરો જગદીશ લાલ રે;
નામ લીધે સુખ સંપજે, રટું હું હરનિશ લાલરે. વિમલ. ॥૧॥

વદન કમળ તુજ જોવતાં, દુઃખ દોહગ ગયા દૂર લાલરે;
નિરખત મુખડું તુમ તણું, આનંદ હુવો ભરપૂર લાલરે. વિ૦ ૨

ભાગ્ય સવી મુજ જાગીયા, ઊગ્યો સોનલો ભાણુ લાલરે;
સાહેબ સાચો જગ વિષે, ભવોભવ મુજને આણુ લાલ રે. વિ૦ ૩

કુતવર્મ રાય કુળ ભલો, શ્યામા માતાના નદ લાલ રે,
કપીલપુર વાસી તમે, લછન વરાહ સુખકદ લાલરે વિ૦ ૪
સાહેબ સાચો મુજ ધણી, તુ મુજ જગત આધાર લાલ રે,
સુણો અરજ સેવક તણી રતિલાલ સુખ સાર લાલરે વિમલ૦૫

## શ્રી અનતનાથ સ્વામીનુ સ્તવન

તીરથની આશાતના નવી કરીએ—એ દેશી

અન ત જિન મુજ સાહેબા અવધારો, હારે અવધારોરે અવધારો
હારે તુમે તારો અવર નહીં આરો—અનત જિન—એ આંકણી
આ ભવસાયર દુ ખનો ભર્યો ભારી હારે આપ વિન કોણ લે ઉગારી
હારે દુ ખ દોહગ સરવ નિવારી, હારે તારો દીનદયાળ, અનત૦ ।૧।
જગતમા નાથ એક ચિત્તમા ધાર્યો હારે ભવોભવના દુ ખ વિસાર્યો
હારે તુમે દુષ્ટ કષાયો નિવાર્યો, હારે બીવે તેથી બાળ, અનત૦ ૨
દાન દયા કે ધ્યાનમા નવી જાણુ હારે તુજ આણા મનમા આણું,
હારે અજ્ઞ આપનો બાળ પ્રમાણું, હારે કરો સહાય કૃપાળ અ૦૩
સિંહસેન નૃપ માત સુજશાના નદા, હારે તુમ દીઠે પરમાનદા,
હારે જેથી જાયે ભવ ભય ફદા, હારે પુર અયોધ્યાવાસ અનત૦૪
પ્રભુએ લછન સીંચાણાનુ ધરજી, હારે દિલ ધરજો રતિલાલની અરજી
હારે સસારતણા દુ ખ હરજી, હારે તારી એક છે આશ,
અનત જિન મુજ સાહેબા અવધારો

## શ્રી ધર્મનાથસ્વામીનુ સ્તવન

પુણ્ય પ્રશસીએ—એ દેશી

ધર્મ જિનેશ્વર વિનતિ રે, સાભળો મારી વાત,

ભવ ભ્રમણ કરી આવીયો રે, શરણુ તમારે તાત રે–જિન
સંભાળજો ભવોભવ તારો દાસ રે, નાથ નિહાળજો.એ આ.॥૧॥

તુમ દર્શન વિન હું ભમ્યો રે, ભવ અટવી મોઝાર,
દુઃખ અનંતા ત્યાં સહ્યા રે, કહેતાં ન લહું પાર રે–જિન૦॥૨॥

ભમતા છેડો ન આવીઓ રે, હવે મળ્યા મુજ નાથ,
પર ઉપગારી સાહેબા રે, તુમ વિન કોઈ ન સાથ રે–જિન૦॥૩॥

અનેકને તુમે તારીયા રે, મુજશું કેમ અંતરાય ?
ગીરૂઆને સહુ સરીખડા રે, ભેદ બીજો ન ધરાય રે–જિન૦॥૪॥

ભાનુ રાજાના નંદ તમે રે, સુવ્રતા ભલી માય,
રત્નપુરવાસી નાથજી રે, કંચનસમ તમ કાય રે–જિન૦॥૫॥

વજ્ર લંછન ચરણે ગ્રહ્યું રે, સેવે સુર તુજ પાય,
રતિલાલ તુજ વંદતા રે, અક્ષય પદ પમાય રે–જિન૦॥૬॥

## શ્રી શાંતિનાથ સ્વામીનું સ્તવન

હાંરે મારે ઠામ ધરમના સાડી પચવીસ દેશ જો—એ દેશી

હાંરે મારે સોળમા જિનવર, અચિરાજીનો નંદ જો,
લાગી રે તુજથી મુજને, દૃઢ પ્રીતડી રે લોલ;
હાંરે મારે પીઉ પીઉ 'જપતા, ચાતકને જેમ મેહજો.
ભૂખ્યો તે જેમ જાણે, પામ્યો સુખડી રે લોલ ॥૧॥

હાંરે મારે ભમતા ભમતા, ભાગ્ય ફળ્યું મુજ આજજો,
પુણ્યોદય પ્રગટ્યા રે, નાથ મુજને મળ્યો રે લોલ;
હાંરે મારે વિરહતણા દુઃખ, સવિ ગયા પાતાળજો,
સોનાનો સુરજ રે, કલ્પતરૂ ફળ્યો રે લોલ ॥૨॥

હારે મારા નાથ નીરાગી, સમતા રસના સાગરજો,
પરમ દયાળુ પરમાતમ, મુજ જગધણી રે લોલ,
હારે હું તો રાગ દ્વેષ, મોહ કામ ક્રોધ વશ પડીયો જો,
ભટકયો બહુ સંસારે, સેવા નવિ કરી રે લોલ ॥૩॥

હારે મારે મુખ તુજ દેખી, મોહો તારે મટકે જો,
ચીતડું તો હવે ચોટયું, કરવા ચાકરી રે લોલ,
હારે મારે મનડું મારૂ, મળવાને ઉત્સુક જો,
અંતરપટ ખોલો, મીનતા બહુ ધરી રે લોલ ॥૪॥

હારે મારે શાન્તિનાથ તુમે, શાન્તિના દાતાર જો,
વાતલડી મારી રે, આજ અવધારીએ રે લોલ,
હારે મારે અખૂટ ખજાનો, તારા મારા નાથ જો,
લાલચ લાગી આવ્યો, આપ વિચારીએ રે લોલ ॥૫॥

હારે મારે મોડા વહેલા, દેવું મારા નાથ જો,
હથ્થીણાના વાસી, વાર ન કીજીયે રે લોલ,
હારે મારે વિશ્વસેન કુળ, લછન મૃગનું ધરતા જો,
રતિલાલ કહે હરનિશ, સેવા દીજીયે રે લોલ ॥૬॥

## શ્રી કુંથુનાથ સ્વામીનું સ્તવન

આહેલડીયા—એ દેશી

કુંથુનાથ મુજ સાહીબા સાહેલડીયા, શિરોમણી શિરદાર રે ગુણવેલડીયા
ઇંદ્રવડો જેમ દેવમાં સા૦ ગિરિમાં મેરૂ ધાર રે ગુણ૦ ॥૧॥
સૂર્ય વડો છે તેજમાં સા૦ નદીમાં જેમ ગંગ રે ગુણ૦
મૃગ વિષે જેમ કેશરી સા૦ ભરત ભૂપતિ મંગ રે ગુણ૦ ॥૨॥

મત્રમાં નવકાર વડો સા૦ એરાવણ ગજમાંય રે ગુણ૦
કેવળ મોટું જ્ઞાનમાં સા૦ સુરમણી રતનમાંય રે ગુણ૦॥૩॥
તેમ તમે મુજ નાથજી સા૦ દેવ સો તુમથી દૂર રે ગુણ૦
તુમ સમ આવે કોઇ નહીં સા૦ મારે આપ હજૂર રે ગુણ૦॥૪॥
સિરિ માતાના નંદ તમે સા૦ સૂર નૃપતિ પિતાય રે ગુણ૦
છાગ લછન સ્યામને સા૦ ગજપુર નગરનો રાય રે ગુણ૦॥૫॥
કંચન કાયા દીપતી સા૦ શિવસુંદરીના ભરતાર રે ગુણ૦
રતિલાલ કહે નમી કરી સા૦ મારે તુમ આધાર રે ગુણ૦॥૬॥

## શ્રી અરનાથ સ્વામીનુ સ્તવન.

સખી રે નેમજી ઘેર આવ્યા—એ દેશી.

અરજિન છે નાથ હમારું, મુજ સ્વામી સદા સુખકારારે.
મનમોહના જિનરાયા.
હાંરે ત્રીભુવન તીલક છે સ્વામી, કરૂં વિનતિ તુને શીરનામી રે
મનમોહના જિનરાયા
હાંરે તુમે દેવી માતાના જાયા રે,
મનમોહના જિનરાયા—એ આંકણી૦ ॥૧॥
ભવ નિસ્તાર કરો પ્રભુ મારો, એક આશરો હવે છે તારોરે. મન૦
પ્રભુ મહેર કરો કરૂણાળુ, સાચું શરણુ આપનું ધાર્યું રે મન૦ ।૨।
શુદ્ધ દીલથી આપજો સેવા, એ મારે મન મીઠા મેવા રે. મન૦
સર્વ દેવના દેવ કહાવો, મુજ મન મંદિરીયે આવોરે મન૦ ॥૩॥
સ્વામી પાપી હું છું અપાર, જોયે તો નહી આવે પાર રે. મન૦
નાગપુરના વાસી વાહલા, સુદર્શન સુત નયણે નિહાલારે મન૦ ૪

લછન નહાવર્ત ધરાવો, લીધો જન્મતણો મે લાવો રે મન૦
તુજ દર્શને સુખ બહુ પાયા, રતિલાલે એમ ગુણ ગાયારે મન૦ ૫

## શ્રી મલ્લિનાથ સ્વામીનુ સ્તવન

રાગ–કડખાની દેશીમાં

મલ્લિ જિનેશ્વરા આપજો ઇશ્વિરા, એક ધ્યાને સદા સેવા તારી,
ભવદુ ખ કાપજો શિવસુખ આપજો, દાસને આપ લેજો ઉગારી ૧

દીનદયાળ તુ એક કૃપાળ તુ, જાણીને આવીયો આપ પાસે,
કરૂણા તો કીજીએ ધ્યાનને દીજીયે, જેથી ભવપાતકો દૂર નાસે
મલ્લિ૦ ॥ ૨ ॥

જાચુ નહી કોઇને અવરને જોઇને, ચિત્ત સદા પ્રોઇને શીશ નામુ,
અરજ ઉર ધારજો મોહમતિ વારજો, દર્શ કરવાથકી સુખ પામુ
મલ્લિ૦ ॥ ૩ ॥

ભવદુ ખભ જન, નામ નિર જન, ધારીને સો સરખા ન રાખો,
ભેદને દૂર કરી મહેર જરા ચિત્ત ધરી, ર ક સેવકનું કષ્ટ કાપો,
મલ્લિ૦ ॥ ૪ ॥

કુ ભરાય તાતને પ્રભાવતી માત છે, મિથિલાપુરી પ્રભુજન્મ પામ્યા,
લલિત અ ગ ધારતા કષાય નિવારતા, જન્મ જરા મરણનુ કષ્ટ
વામ્યા મલ્લિ૦ ॥ ૫ ॥

કુ ભ લ છન ધરો કરૂણા નજર કરો, સેવતા નહી રાખુ જ ખામી,
દાસ રતિલાલ કહે, નામથી સુખ લહે આશ તારી મને શિવ-
સ્વામી મલ્લિ જિનેશ્વરા૦ ॥૬॥

## શ્રી મુનિસુવ્રતસ્વામીનું સ્તવન

વિમળાચલ વેગે વધાવો—એ દેશી

મુનિસુવ્રત સ્વામી જાણું, તુમ આજ્ઞા શીર પ્રમાણું
મારે તો તમે સાચું નાણું, ભજવાનું મળ્યું આજ ટાણું રે;
જિનરાજ,ભેટે સુખ થાવે, કરજોડી સેવક ગુણ ગાવે રે જિન૦॥૧॥

ગુણ ગાતા સફળ સંસારા, મીટે જન્મ મરણના વારા.
મારે એક છો આપ આધારા, ઉપગારી છો નાથ હમારા રે જિ૦॥૨॥

નામ તારૂં એક છે સાચું. તુમ વિનાનું સરવે કાચું,
હું તો કોઈ અવર નહી જાચું, મારે આપ તણું મોટુ પાસું રે જિ૦॥૩॥

સુમિત્ર રાજાના છો નંદા, પદ્મા કુખે સુખકંદા
રાજગૃહી નયરે આનંદા, તુમ દીઠે પાપ નિકંદા રે-જિન૦॥૪॥

કાચબાનું લંછન છે સ્વામી, અંતરજામી અવિચળ ધામી,
પ્રભુ થયા શિવપુરગામી, રતિલાલ કહે શિરનામી રે-જિન૦॥૫॥

## શ્રી નમિનાથ સ્વામીનું સ્તવન.

તીરથ તે નમુરે—એ દેશી

નમિ જિનેશ્વર નાથ છો શિવસાથ છો રે,તુમ વિન કોણ આધાર,
જિનજી વિનવું રે.—એ આંકણી૦ ॥૧॥

આજ મેં પ્રભુ નિરખીયો, હયડે હરખીયો રે;
સર્વા સર્યો મુજ કાજ-જિનજી. ॥ ૨ ॥

ભવ ભય ભાવઠભંજણો, દીલ રંજણો રે;
સાહીબ છો સુજાણ-જિનજી. ॥ ૩ ॥

હેતેથી હમી બોલીએ, ચિત્ત ખોલીયે રે,
શખીએ આપ હજૂર-જિનજી ॥ ૪ ॥
વિજય નૃપતિ કુલતીલો, મુજ શુ મીલ્યો રે,
વપા માતાના નંદ-જિનજી ॥ ૫ ॥
મિથિલાવાસી સાભળો, મૂકી આબળો રે,
મારે આપ આધાર-જિનજી ॥ ૬ ॥
નીલકમલ લછન ધર્યું, મુજ મન હર્યું રે,
તુમ તુઠે રતિ સુખ સાર-જિનજી વિનવુ રે ॥૭॥

## શ્રી નેમનાથસ્વામીનુ સ્તવન

સુણ દયાનિધિ, તુજપદ પકજ–એ દેશી

હો સામળીયા, નેમ નગીના વિનતિ મારી સાભળો,
રહો અધઘડી, મેલોને મનતણો તમે તો આબળો
જાન મોટી સજીને શુ આવ્યા? સાથે માતપિતા ભાઈયો લાવ્યા,
રાજુલ કહે મુજ મન ભાવ્યા—હો સામળીયા૦॥૧॥
પશુનો પોકાર સુણી ચાલ્યા, મુજથી પણ તમને તે વ્હાલા,
વનના મારગ તમે ઝાલ્યા—હો સામળીયા૦॥૨॥
નવ ભવનો નેહ તો ચિત્ત લાવો, રથ વાળી મદિરે આવો,
પછી જવુ હોય સુખે જાવો —હો શામળીયા૦॥૩॥
નદન સમુદ્રવિજય રાયા, શિવાદેવી માતાના જાયા,
રથ પાછો વાળો વરરાયા —હો સામળીયા૦॥૪॥
રવતાચલ પર્વતને ઘાટે, મુજમોહન મળશે તે વાટે,
જઈ હાથ મેલાવીશ હુ માથે —હો સામળીયા૦॥૫॥

પ્રભુએ પોતે સંજમ લીધું, રાજુલે શુભ કારજ કીધું,
પ્રભુ પહેલા શિવપદને લીધું —હો સામળીયા૦॥૬॥
પ્રભુ થયા શિવપુરના વાસી, મમ અર્જ સુણજો અવિનાશી,
દુષ્ટ કષાયોને દેજો ફાંસી —હો સામળીયા૦॥૭॥
બ્રહ્મચારી ભગવંત તું મારો, બાંહે ગ્રહી સેવકને તારો,
વારે ચડજો વિશ્વાધારો —હો સામળીયા૦॥૮॥
ગિરનાર ગિરિવરે જિનરાયા, કૃષ્ણ વર્ણ સમ તમ કાયા,
શંખ લંછન છે જિનરાયા —હો સામળીયા૦॥૯॥
પ્રભુ અર્જ મારી માની લીજે, સેવક ઉપર કરૂણા કીજે,
રતિલાલને તુજ સેવા દીજે —હો સામળીયા૦॥૧૦॥

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનુ સ્તવન

નદી જમુના કે તીરે, ઊડે દોય પંખીડા–એ દેશી

પાર્શ્વનાથ શિવસાથ, ભવોદધિ તારણો,
દીનબંધુ દયાલ કે, પાપ નિવારણો;
વારાણશી નયર કે, અશ્વસેન ભૂપતિ,
વામા માતાની કુખે, જાયા ત્રિભુવનપતિ૦॥૧॥

છપન્ન કુમરી ઇંદ્રાદિક, સુર સહુ આવીયા,
લાગી પ્રભુજીને પાય કે, હરષે હુલરાવીયા;
જોગી કુમતિ એક, કમઠ ત્યાં આવીઓ,
બળતો નાગ ઉગારીને, તેહને હરાવીઓ૦॥૨॥

નાગ થયો ધરણેંદ્ર, ચરણ તુમ પામતાં,
દર્શ આપતણું પ્રભુ કયાંહી, નિષ્ફળ નહી જતાં;

કાપવા સહુ કર્મ, પ્રભુએ દીક્ષા ધરી,
આવી કમઠ અસુરે, પીડા બહુ કરી૦॥૩॥
કર્યો કર્મનો ક્ષય કે, ધ્યાન નહીં ચૂકીયા,
લહ્યું કેવળનાણ કે, મોહ બધ મુકીયા,
આવ્યા ઇંદ્રાદિક દેવ કે, સમવસરણ કરે,
દેશના દીયે નાથ કે, ભવ ફેરા હરે૦॥૪॥
આયુ એક સો વર્ષ, પૂરુ કરી શિવ ગયા
જન્મ જરા મરણથી, પ્રભુજી મુક્ત થયા,
અમર પદ પામ્યા નાથ, કરમબધ તોડીને,
એક અર્જ ધરોને કાન, કહુ કરજોડીને૦॥૫॥
ભવસાયરમા ભટકી, ભટકી ચરણ લહ્યું,
આલબન દ્યો મહારાજ, અધિક હુ શુ કહુ,
દુષ્ટ કષાયોના પાસમા, હુ પડયો વિભુ,
મહેર કરી મમ નાથ, છોડાવશો પ્રભુ૦॥૬॥
લલિત વર્ણ છે કાય, લછન ધરો સાપનુ,
મારે નિશ્ચય છે ભગવાન, શરણ એક આપનુ,
માફ કરી અપરાધ, કષ્ટ સહુ કાપીએ,
કહે રતિલાલ નિજ દાસ, શરણ તુમ આપીએ૦॥૭॥

## શ્રી મહાવીરસ્વામીનુ સ્તવન

વાલાજીની વાટડી અમે જોતા રે—એ દેશી.

જગગુરૂ જગતના સ્વામી રે, કરૂ સ્તુતિ હુ શિર નામી રે,
વર્ધમાન જિન શિવધામી, વાલા મારા વીર જિણુંદ અવધારો રે
ખરો આશરો છે એક તારો, વાલા મારા૦ એ આકણી૦ ॥૧॥

નયરી ક્ષત્રિકુંડ પ્રમાણું રે, રાય સિદ્ધારથ વખાણું રે;
ત્રિશલા કુંખે જિનપતિ જાણું, વાલા મારા૦ ॥ ૨ ॥

એક મિથ્યામતિ સુર આવે રે, પ્રભુ બાળક જાણી ડરાવે રે;
નમી નામ મહાવીર ધરાવે. વાલા મારા૦ ॥ ૩ ॥

પ્રભુ પરણ્યા જસોદા રાણી રે, અંતે માતાપિતા નિરવાણીરે;
લહ્યું સંજમ ઉલટ આણી, વાલા મારા૦ ॥ ૪ ॥

શૂલપાણીએ પીડા કીધી રે, બૂજવી તેને સુમતિ દીધી રે;
ચંડકોશીયા પર કરૂણા કીધી, વાલા મારા૦ ॥ ૫ ॥

એવા નાથ મુજ પરઉપગારી રે, સવિ કર્મ કટક નિવારી રે;
લહે કેવળનાણુ સ્વીકારી, વાલા મારા૦ ॥ ૬ ॥

રચ્યે ત્રિગડું સુરપતિ દેવા રે. કરે ત્રિકાલ પ્રભુની સેવા રે;
આપે દેશના દેવાધિદેવા, વાલા મારા૦ ॥ ૭ ॥

બાર પર્ષદામાંહિ બિરાજે રે, વૃક્ષ અશોક નીચે છાજે રે;
જેને દેખી મિથ્યામતિ લાજે, વાલા મારા૦ ॥ ૮ ॥

ઈંદ્રજાળીયો કહેતો આવ્યો રે, ઈંદ્રભૂતિ કાંઈ નવ ફાવ્યો રે;
ગણધર ગોતમ તેને બનાવ્યો, વાલા મારા૦ ॥ ૯ ॥

જેણે તાર્યા અનેક નરનારીરે, થોડું લહીને આપે છે ભારીરે;
બાકુળ લઈને ચંદનબાળા તારી—વાલા મારા૦ ॥ ૧૦ ॥

ચતુર્વિધ સંઘને સ્થાપી રે, ગૌતમને કેવળ આપી રે;
લીધું દીવાલીએ શિવ માપી—વાલા મારા૦ ॥ ૧૧ ॥

એક અરજ કરૂં પ્રભુ મારા રે, મુજને મળ્યા ચક્ષુના તારા રે;
મુજ સ્વામી સદા સુખકારા—વાલા મારા૦ ॥ ૧૨ ॥

તુમ દરશન વિણુ હુ ભમીયો રે, દુષ્ટ કષાય વશ ધમધમીયો રે,
ઉત્તમ મારગ મન નવ ગમીયો—વાલા મારા૦ ॥ ૧૩ ॥
આજ પાપી હુ શરણે આવ્યોરે, ભવમા બહુ નાચ નચાવ્યો રે,
તોય આપ કને નહી ફાવ્યો—વાલા મારા૦ ॥ ૧૪ ॥
દાન આપીયે જિનરાયે રે, ખોટ ખજાને નહીં આવે રે,
ગિરુઆ ઠામ કુઠામ ન ધ્યાવે—વાલા મારા૦ ॥ ૧૫ ॥
સિંહ લછન નાથે ધરીયુ રે, દર્શે મિથ્યાત્વ પરિહરીયુરે,
રતિલાલતણું કાજ સરીયુ—વાલા મારા૦ ॥ ૧૬ ॥

## શ્રી ચોવીશે જિનેશ્વરોની છેવટની સ્તુતિ

કળશ

એમ તરણતારણ, નર્ક નિવારણ, દુ ખહારણ, જિનપતિ,
ચોવીશે જિનરાજ ગાયા, ઉલટ પાયા, મન અતિ,
જિનરાજ દેવા, આપો સેવા, મીઠા મેવા, તુમ કને,
પાય લાગુ, પાપ ભાગુ, શરણ માગુ, દ્યો મને ॥ ૧ ॥
અતરજામી, શિવસ્વામી, શિશ નામી, પાય પડુ,
મોક્ષદાતા, સુખસાતા, આપ ખ્યાતા, શિર ધરૂ,
શિર હસ્ત સ્થાપો, કષ્ટ કાપો, છે બળાપો પાપનો,
તે માફ આપી, કર્મ કાપી, દાસ પાપી છે આપનો ॥૨॥
જિનરાજ હુકમ વિરૂદ્ધ વર્તન, ધર્યુ મુજ મન જે ભવે,
તે માફ કરજો દયા ધરજો, તારજો મુજને હવે,
ભવસાગર દરિયો, દુ ખે ભરીયો, તેમા હુ પડિયો ડુબતો,
આલબન દ્યોને, શરણે લ્યોને, કાઈક કહો છુ ખુચતો ॥૩॥

કહું શું ઝાઝું, મૂકી માઝું, દીલ ઝાઝું, તુમ ભણી,
તુમે જગતત્રાતા, દીન દાતા, જાણો બાપા દિનમણી;
ઉદ્ધાર કરજો, દયા ધરજો, પાપ હરજો દાસના,
અલગા ન રહેજો, દિલ અર્જ લેજો, શરણુ દેજો આપના. ॥૪॥

તુમ સ્તવન ગાયા, હર્ષ પાયા, જિનરાયા મેં ઘણો,
ભૂલ હોય આવી, માફ પાવી, દયા લાવી નહી ગણો;
દિલ શુદ્ધ ભક્તિ, દેજો જુક્તિ, મુજ શક્તિ આપજો,
રતિલાલને જગદીશ સેવા હરનિશ આપી કષ્ટને કાપજો; ॥૫॥

## શ્રી આદીશ્વર જિન વિનતિ

વહાલે અમૃત પાઇ ઉછેર્યો, વાલે મારે અમને રે–એ દેશી

સિદ્ધાચળવાસી નાથ, વિનતિ ધારો રે,
કર જોડી કહું છું આજ, બાળ તમારો રે;
પ્રભુપૂજન કરવા ચોગ, સહુ સુખકર્તા રે,
દુઃખહારણુ મારા નાથ, શિવસુંદરી ભર્તા રે ॥૧॥

મેં કીધા પાપ અપાર, ગણતા નહી ખૂટે રે,
તે માફ કરો મહારાજ, જેથી કર્મ તૂટે રે,
જીવહિંસા કરી કીરતાર, દયા નહી ધરતા રે;
જૂઠું બોલ્યો અપરંપાર, હવે કરો શાતા રે ॥૨॥

ચાડી ચુગલ ચોરી કીધ, વિષયમાં રમિયો, રે,
ભવસાયર તારણુ જહાજ તેને નહી નમિયો રે,
લંપટ લાલચુ કપટી બહુ. હું સમ ન કોઈ રે,
કૂડા આળ તે પરને દીધ પરછીદ્ર જોઇ રે ॥૩॥

સંભારતા મારા કર્મ, ચાલે અંગે જ્વાળ રે,

જાણો બધુ જગતના તાત, લ્યો બાળમ ભાળરે,
ભવ અટવી વિષે હુય, ભટકતો રહુ છુ રે,
દુષ્ટ કષાય છે ત્યાબહુ બીક ઉરલહુ છુ રે ॥૪॥
વારે આવો વિશ્વાધાર, તેથી દૂર કરવા રે,
તો તો મારે એક આધાર, અવરની ન પરવા રે,
મારા પૂર્વજન્મના પુન્ય, ઉદય થયા આજે રે,
ભવતારણના દર્શન કીધ, જેથી પાપ ભાજે રે ॥૫॥
મારા ચક્ષુ મલ્યા પ્રમાણ, કલ્પતરુ ફળીયો રે,
મારે સોનાનો સુરજ આજ, મમ નાથજી મળીયો રે,
કેશર કસ્તૂરી બરાસ લઇ, પૂજુ તુજ પાય રે,
અગર ઉખેવી કરૂ ધૂપ વ ચ્છિત પમાય રે ॥૬॥
નાભિરાજાના છો ન દ, મારૂ માતાના જાયા રે,
તુજ મુખ દીઠે આન દ, ક ચન સમ કાયા રે,
પાચશે ધનુષ્ય પ્રમાણ, લ છન છે ધોરી રે,
શિવરમણીના ભરતાર, કરજે વાર તુ મોરી રે ॥૭॥
આપ વગર ગમે ન જરાય, જગત શૂન્ય જેવુ રે,
કયારે શરણ પામીશ મહારાજ, અધિક શું કહેવુંરે?
ગતિ આપ વિના નથી અન્ય કદી કયાહી મારી રે,
વને અ તરમા સદાય, મૂરતી તમારી રે ॥૮॥
તમે અળગા રહેશો મહારાજ, થાશે નહિ તેવુ રે,
ભક્તિ રાખીશ તમ હાથ, ગગને પત ગ જેવું રે,
મારી અરજ સુણો મમ નાથ, દુ ખી છુ બહુ રે,
ભવભ્રમણે તુજ એક શરણે સદા રહુ રે ॥૯॥

કર ગ્રહજો મારો આજ, ભર દરીયે મારો રે,
આલંબન છો જીમ જહાજ, પાર ઉતારો રે;
પાય નમી કહે **રતિલાલ**, કષ્ટ સહુ કાપો રે,
શરણે રાખી સદાય, શિવસુખ આપો રે. ॥ ૧૦ ॥

## શ્રી આદિનાથ સ્વામીનું સ્તવન.

સરસ સુગંધિત સુમન સુરંગીત—એ રાગ.

સહાય કરો આદીશ્વર બાવા આશરો એક છે તારો રે,
અંતરજામી છો બહુ નામી પ્રાણજીવન પ્રભુ મારો રે.
નાભીનંદન છો ભવભંજન નિરંજન મુજ પ્યારો રે,
વિશ્વેશ્વર કર વાર તું મારી ધોરી લંછન ધરનારો રે.
રતિલાલ કહે મહેર લાવીને દાસને પાર ઉતારો—સહાય.

## શ્રી જિનરાજ સ્તુતિ

ત્રિભંગી છંદ

જય વિશ્વસ્વામી નમું શિર નામી, મોક્ષગામી છો બહુનામી,
અવિચળ ધામી, પ્રભુ અકામી, અંતરજામી શિવધામી;
છો સ્વામી પ્યારા સુખ કરનારા, દુઃખ હરનારા જાઉં વારી,
જય જય જિનરાયા શરણે આયા, હે મહારાયા લ્યો તારી. ॥૧॥
તુમે તારક નાયક શિવસુખદાયક, સ્વામી લાયક છો મારા,
તુમ ગુણ મેં ગાયક આનંદ પાયક, ત્રિભુવન નાયક મુજ પ્યારા;
કરું સ્તુતિ તમારી જાઉં બલિહારી છો સુખકારી આ વારી,
જય જય જિનરાયા શરણે આયા હેમહારાયા લ્યો તારી ॥૨॥
તુ ભવજળ તારણ નર્ક નિવારણ, સહુ દુઃખહારણ મુજ સ્વામી,

છો શિવપદ ધારણ, કર્મને મારણ, અધમ ઉદ્ધારણ કહુ નામી.
ભટકયો આ વારી, સેવા તમારી, કરી ન સારી ગયો હારી
જય જય જિનરાયા શરણે આયા, હે મહારાયા હ્યો તારી ॥૩॥

હવે મુને ઉગારો દાસ તમારો, નહિ વિસારો કર મારો
અહી સાયર તારો, વિશ્વાધારો, કર્મનો ભારો નિવારો,
અખિલેશ્વર રાયા, કર સુખદાયા, છો તુમ છાયા મુજ સારી,
જય જય જિનરાયા શરણે આયા, હે મહારાયા લ્યો તારી ॥૪॥

તુમે દીનદયાળુ છોકરૂણાળુ, સદા કૃપાળુ માયાળુ,
તુમ આજ્ઞા પાળુ દોષજ ટાળુ મુખ તુમ વાલુ નિહાળુ,
**રતિલાલે** ગાયા દર્શન પાયા, આનદ થાયા અધિકારી,
જય જય જિનરાયા શરણે આયા હે મહારાયા હ્યો તારી ॥૫॥

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનુ સ્તવન

મુને નહાય યગે—એ રાગ

પાર્શ્વપ્રભુજી જાઉ બલિહારી રે તારી મૂરતી લાગે છે પ્યારી,
આ ભવ તારી મને લો ઉગારી પ્રભુ સહાય કરો તમે મારી–પાર્શ્વ-
નાગને દો તમે બળતો ઉગારી નાગેદ્ર બનાવ્યો સુખકારી,
દાસ રતિને તારી લેજો, એવી વિનતિ છે મારી–પાર્શ્વ૦

## શ્રી નેમનાથસ્વામીનુ સ્તવન

વિમતાચલ વાસી માગ વાલા–એ રાગ

રેવતાચલ વાસી મારા વાલા સેવકને ઉગારો તમે–એ ઉગારો તમે
પ્રભુ તરણતારણ જિનરાજ કર જોડીએ અમે–કરજોડીએ અમે
તરણતારણ નર્ક નિવારણ છો તુમે આપોઆપ,

હું તમને એ અર્જ કરૂં છું (૨) જન્મ મરણ દુઃખ કાપ—
પ્રભુજી જન્મ. સેવક૦

કામ ક્રોધ ને માન લોભ તે મુકાવે છે માલ,
પ્રભુજી મારી બાંહે ગ્રહો તો (૨) આવે મુજને હામ—
પ્રભુજી આવે૦ સેવકને૦

નેમનાથ છે નામ તમારૂં બ્રહ્મચારી ભગવંત,
પરહરી રાજુલ લહી દીક્ષા (૨) આણ્યો ભવનો અંત—
પ્રભુજી આણ્યો૦ સેવકને૦

ભવભયભંજન દર્શ લહ્યો મેં સુણો હવે મહારાય,
દીનબંધુ હવે કૃપા કરોને (૨) ભમુંચાર ગતિમાંય-
પ્રભુજી ભમું૦ સેવકને૦

ચાર ગતિ તો દૂર કરાવી રાખો તમારી પાસ,
અરજ એટલી તમે સ્વીકારો (૨) કરે **રતિલાલદાસ**—
પ્રભુજી કરે૦ સેવકને૦

## શ્રી શાંતિનાથસ્વામીનું સ્તવન

રાગ આશાગોડી

સૂરતિ લાગે છે પ્યારી, શાંતિપ્રભુ સૂરતિ લાગે છે પ્યારી,
સિદ્ધગિરિ ઉપર આપ બિરાજો, કર્મ કટક ને નિવારી-શાંતિ૦

બાંયે બાજુબંધ બેરખા સોહે, મુગટની શોભાસારી-શાંતિ૦

કાને કુંડળ અનુપમ ઝળકે, સેવે સુર અવતારી-શાંતિ૦

વિશ્વસેન કુળ ચંદલો શોભે, અચિરા માતા કુખ સારી-શાંતિ૦

જેમ પારેવો શરણે રાખ્યો, સહાય કરો તેમ મારી-શાંતિ૦

કામ ક્રોધાદિક દુષ્ટ કષાયા, એથી કરો છૂટ કારી–શાંતિ૦
ગોળમા જિનવર અરજ સ્વીકારો, રતિલાલને દયો તારી–શાંતિ૦

## શ્રી ઋષભદેવસ્વામીનુ સ્તવન

ગિરધારી રે, વાલમ વાત વિચારો—એ દેશી

રીખવજી રે મુને તુમે ઉગારો, એક આશરો છે પ્રભુ તારો,
તુમ વિના રે નહી આવે કાંઈ આરો, હુ દાસ છુ પ્રભુ તારો,
ઝુલ–હુ રાગ મોહ વશ આવ્યો રે,તે તે દુષ્ટોને ડરાવ્યો રે,
મુને કામ ક્રોધે ભરમાવ્યો રે, તેથી તો રે તેને તમે નિવારો હુ દા૦
મુજને તો રે તારી એક છે આશ, સુણો નિરણ ધન અવિનાશ
બાહુ મારીરે ગ્રહોને તમે મારી, સેવા કરૂ હુ પ્રભુ તારી
ઝુલ–ભવમા રખડીને કાયો રે, તુમ દર્શન હુ નહિ પાયોરે,
આજ કાજ વચ્છિત થાયો રે, મુજ મળીયારે ત્રિલોકનાથ,
આવારી–સેવા કરૂ૦

સેવાથીરે ભવભવનુ દુખ વાસુ, હુ પાપી શરણુ તુજ પાસુ,
ઉપગારી રે, સાહેબ છો તમેમારા, રટુ નામ નિત્ય પ્રભુપ્યારા,
ઝુલ–દાસ રતિ એમ વિનવે છે રે ચિત્ત તારામાહી રે છે રે
દોય હસ્ત જોડીને કે' છે રે અ તરજામી રે, આજ પાયા
સુખ સારા–રટુ નામ૦

## શ્રી મહાવીરસ્વામીનુ સ્તવન

રાગ–મેવાડો

નયણે નિરખ્યા પ્રભુ આજ રે, નયણા સફળ થઈ
આજની આગી બહુ બની રે બેઠા શ્રી જિનરાજ,
તરણતારણ નર્ક નિવારણ (૨) સારૂ ધોયોને કાજ રે–નયણા૦

મોક્ષનગરમાં શું સાથે જાવાથકી,
સંકડામણ કાંઇ લાગત મોરા નાથ જો;
ત્યાં તો એકમાં અનેક રહ્યા છે સામટા,
અનેકમાં પણ એક છે શિવપુર સાથ જો. વીર૦ ।૬।
હવે મુને કોણ બોલાવશે ગોયમ, કહી,
હું પણ કોને કહીશ ભદંત ભદંત જો;
એમ વિલાપ કરતા આસુડા પાડતા,
કયાં સુખ દેખી કરીશ કર્મનો અંતજો. વીર૦।૭।

એમ આક્રંદ કરતા વિચારે તે ચઢયા,
જાણ્યું જાણ્યું નિઃસ્નેહા વીતરાગ જો;
છૂટા પડતા જ્ઞાન ઉપયોગ દીધો નહી,
ભૂલ તે મારી થઇ મોટી અથાગ જો. વીર૦ ।૮।

આ અસાર સંસારમાં જીવ એકલો,
તેનું નહી કોઈ કોઇનો તે નિરધાર જો;
આવ્યો એકલો ને જાશે પણ એકલો,
સગાસંબંધી સ્નેહી સર્વ અસાર જો. વીર૦ ।૯।
એમ એકત્વ ભાવના ગૌતમ ભાવતા,
ક્ષપકશ્રેણીએ લીધું કેવળજ્ઞાન જો;
આયુ ક્ષયે અજરામર પદવી લહ્યા,
પહોંચ્યા વીરની પાસે થઇ સમાન જો. વીર૦।।૧૦।।
ધન ધન ગૌતમ ધન્ય ચરિત્ર આપનું,
રાગ કર્યો, પણ બોધીરૂપી થાય જો;

નેહતણી સાકળે બધાયા વીરથી,
તેનાથી પણુ ઘાતી ચાર ખપાય જો. વીર૦॥૧૧॥

મુક્તિપુરીમા પહોચ્યા વીરના સાથમા,
હવે વિરહ નહીં લેશ માત્ર લગાર જો
સાત રાજ ઉપર બિરાજ્યા આપને,
સેવક વિનવે રખડતો સ સાર જો -વીર૦ ॥ ૧૨ ॥

પાચમે આરે હુ ડાઅવસર્પિણિ કાળમા,
મહા પુન્યયોગે પામ્યો મનુ અવતાર જો
આર્ય ક્ષેત્રમા ઉત્તમ કુળ આયો સહી,
સુગુરૂ યોગે જાણ્યો તત્ત્વ વિચાર જો વીર૦ ॥૧૩॥

તેથી જાણું ચોથા આરાથી પાચમો,
મારે અનતો કલ્પતરૂ સમાન જો,
પામ્યો પ્રસાદી સર્વજ્ઞકેરા ધર્મની,
અષ્ટ મહાસિદ્ધિ પામ્યો નવનિધાન જો -વીર૦॥૧૪॥

માગુ પ્રભુ હુ આપકને એક પ્રેમથી,
જ્યાં સુધી રખડુ ભવ અટવી મોઝાર જો,
વચિત ન રહુ સર્વજ્ઞ પ્રભુના ધર્મથી,
રતિલાલની આશા પૂરો નિરધાર જો -વીર૦॥૧૫॥

સમાપ્ત

# શુદ્ધિપત્રક

| પાનુ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૭ | ૧ | આચાર્યમહારાજના ત્રીસ | આચાર્યમહારાજના છત્રીસ |
| ૨૮ | ૧૪ | અસી, | મસી (વધારી વાચવું) |
| ૩૧ | ૧૬ | દેવીઓ પહેના બીજા દેવલોક સુધી છે, | પહેલા બીજા દેવલોક સુધી દેવીઓ છે |
| ,, | ૨૭ | દેવીઓ છે | દેવીઓ જાય છે |
| ,, | ૨૩ | ,, | ,, |
| ૩૨ | ૨ | ,, | ,, |
| ૪૩ | ૧૪ | દેવતાઓના ૪૬ ઇંદ્રો | દેવતાઓના ૬૪ ઇંદ્રો |
| ૪૪ | છેલ્લી | આદિ | સાદિ |
| ૫૪ | ૧૦ | દશકોડને દશકોડે | એક ક્રોડને એક ક્રોડે |
| ૫૭ | ૬ | શરીર | સસાર |
| ૬૧ | ૧૪ | સયોયો | સયોગો |
| ૬૪ | ૨૧ | ક્ષપક તે | ક્ષપકને |
| ૬૮ | ૧૭ | ત્રીસ સાગરોપમ | ત્રીસ કોડાકોડી સાગરોપમ |
| ૮ | ૨૧ | જઘન્યથી મુહૂર્ત | જઘન્યથી બાર મુહૂર્ત |
| ૬૮ | ૨૧ | ત્રીસ સાગરોપમ | ત્રીસ કોડાકોડી સાગરોપમ |
| ૬૯ | ૭ | ત્રીસ | તેત્રીસ |
| ,, | ૧૧ | વીસ સાગરોપમ | વીસ કોડાકોડી સાગરોપમ |
| ,, | ૧૫ | ,, | ,, |
| , | ૧૯ | ત્રીસ સાગરોપમ | ત્રીસ કોડાકોડી સાગરોપમ |
| ૭૨ | ૨ | તેમા ક્ષાયિક | ૨ સમજવુ |
| ૮૧ | ૧૨ | વજવા | વર્જવા |
| ,, | ૨૧ | કષાય ત્યાગ | કષાયત્યાગ |

| પાનુ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૮૨ | ૬ | મિથ્યાત્વી સાથે વારંવાર અનુપ્રદાન | મિથ્યાત્વી આદિને વારંવાર સુપાત્ર તરીકે દાન આપવું તે અનુપ્રદાન |
| ” | ૭ | થોડું બોલવું | તે આલાપ (શબ્દ વધારવો) |
| ૯૦ | ૧૬ | વિકલેદ્રિયને | વિકલેદ્રિયના |
| ૯૧ | ૨૪ | સંમૂર્છિમ. | મનુષ્ય (શબ્દ વધારવો) |
| ૯૭ | ૬ | હિતોપદેશિકી | હેતુવાદોપદેશિકી |
| ” | ૧૨ | પાપસ્થાનોમાં | પાંચ સ્થાનોમાં |
| ” | ૧૬ | દેવતાની | દેવતામાં |
| ” | ૨૦ | સૌધર્મકાય | સૌધર્મ કલ્પ |
| ૯૮ | ૧૧ | સર્વ રતિ. | સર્વવિરતિ |
| ૯૯ | ૧૦ | વાયુકાયની | વાયુકાયમાં |
| ” | ૧૯ | વીસ ભેદના | ૩૦ અકર્મભૂમિમાં આવે (આ શબ્દો વધારવા) |
| ” | છેલ્લી | છપ્પન્ન દ્વીપના મનુષ્યોની આગતિ | છપ્પન્ન દ્વીપના મનુષ્યોમાં આગતિ |
| ૧૧૩ | ૫ | ઔદારિક | આહરક |
| ૧૧૫ | ૧૨ | તત્વર | તત્પર |
| ૧૧૭ | ૯ | મિથ્યાદૃષ્ટિ | મિથ્યાત્વ |
| ” | ” | મિશ્રદૃષ્ટિ | મિશ્ર |
| ૧૨૧ | ” | મુડન ન કરાવે | મુંડન કરાવે |
| ૧૨૬ | ૧૯ | સમયથી. | પ્રયોગથી |
| ૧૩૦ | ૩ | ૭૭ | ૭૪ |
| ૧૩૪ | ૧ | નામ ગોત્ર | નીચ ગોત્ર |
| ” | ૧૭ | અનુપમ. | અનુદય |
| ” | ૨૧ | ૧૦૪ ન હોય | ૧૦૪ ઉદયમાં હોય |

| | | |
|---|---|---|
| ૩૧*સુભાષિત પદ્યરત્નાકર ભા. ૨ | મુ. શ્રી. વિશાલવિજયજી | ૧-૯-૦ |
| ૩૪*સુભાષિત પદ્યરત્નાકર ભા. ૩ | ” | ૧-૯-૦ |
| ૩૬*હેમચન્દ્ર વચનામૃત | મુ. શ્રી. જયન્તવિજયજી | ૦-૧૦-૦ |
| ૪૮*સુભાષિત પદ્યરત્નાકર ભા. ૫ | મુ. શ્રી. વિશાલવિજયજી | ૦-૧૨-૬ |
| ૫૨ ” ભા. ૪ | ” | ૧-૯-૦ |

## ગુજરાતી પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૧-૦-૦ |
| ૬ વિજયધર્મસૂરિના વચનકુસુમો | ” | ૦-૫-૦ |
| ૧૦*આબૂ (૭૫ ચિત્રો સાથે) | મુ. શ્રી. જયન્તવિજયજી | ૩-૪-૦ |
| ૧૧ વિજયધર્મસૂરિ ટૂંક જીવનરેખા | ધીરજલાલ ટી શાહ | ૦-૨-૬ |
| ૧૨ શ્રાવકાચાર | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦-૩-૦ |
| ૧૩ રાણી સુલસા | ” | ૦-૪-૦ |
| ૧૪*સમયને ઓળખો ભા. ૧ | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૧-૮-૦ |
| ૧૫ ” ભા. ૨ | ” | ૧-૦-૦ |
| ૧૭ સમ્યક્ત્વ પ્રદીપ | ઉપા. શ્રી. મંગલવિજયજી | ૦-૫-૦ |
| ૧૮*વિજયધર્મસૂરિ પૂજા | ” | ૦-૫-૦ |
| ૨૧*બ્રહ્મચર્યદિગ્દર્શન | આ. શ્રી. વિજયધર્મસૂરિજી | ૦-૫-૦ |
| ૨૨*વક્તા બનો | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦-૫-૦ |
| ૨૩ મહાકવિ શોભન અને તેમની કૃતિ | મુ. શ્રી. હિમાંશુવિજયજી | ૦-૪-૦ |
| ૨૪*બ્રાહ્મણવાડજી | મુ. શ્રી. જયન્તવિજયજી | ૦-૫-૦ |
| ૨૫*જૈન તત્ત્વજ્ઞાન | આ. શ્રી વિજયધર્મસૂરિજી | ૦-૪-૦ |
| ૨૬*દ્રવ્યપ્રદીપ | ઉ. શ્રી. મંગલવિજયજી | ૦-૫-૦ |
| ૨૮ ધર્મોપદેશ | આ. શ્રી. વિજયધર્મસૂરિજી | ૦-૭-૬ |
| ૨૯*સપ્તભંગી પ્રદીપ | ઉ. શ્રી. મંગલવિજયજી | ૦-૫-૦ |
| ૩૨*ધર્મપ્રદીપ | ” | ૦-૫-૦ |
| ૪૦*શ્રીઅર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ (આ ભા. ૨) | મુ શ્રી. જયન્તવિજયજી | ૩-૧૨-૦ |

| | | | |
|---|---|---|---|
| ૪૫*શ્રીવિદ્યાવિજયજીનાં વ્યાખ્યાનો | મુ શ્રી વિદ્યાવિજયજી | | ૦ ૧૦ ૦ |
| ૪૬ શ્રી હિમાંશુવિજયજીના લેખો | ,, | | ૧-૮-૦ |
| ૫૧*જૈન ધર્મ | ,, | | ૦-૪-૦ |
| ૫૩ મારી સિન્ધયાત્રા | ,, | | ૩-૨-૦ |
| ૫૫ અમારા ગુરુદેવ | રા સુશીલ | | ૧-૯-૦ |
| ૫૬ અહિંસા | ડૉ પુરુષોત્તમ ત્રિપાઠી | | ૧-૪-૦ |
| ૫૭*શંખેશ્વર મહાતીર્થ ભા ૧ ૨ | મુ શ્રી જયન્તવિજયજી | | ૧-૮-૦ |
| ૫૮ મારી કચ્છયાત્રા | મુ શ્રી વિદ્યાવિજયજી | | ૦ ૧૦ ૦ |

હિન્દી સિન્ધી અને અગ્રેજી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૪ આત્મચાર | મુ શ્રી વિદ્યાવિજયજી | | ૦-૫-૦ |
| ૫ શ્રી વિજયધર્મસૂરિકે વચનકુસુમ | , | | ૦-૫-૦ |
| ૭ Saying of Vijay Dharm Suri | Dr Krause | | 0-5-0 |
| ૯*વિજયધર્મસૂરિ અષ્ટપ્રકારી પૂજા | મુ શ્રી વિદ્યાવિજયજી | | ૦-૫-૦ |
| ૧૬*An Ideal Monk | A J Sunawala | | 6-4-0 |
| ૨૦*બ્રહ્મચર્ય દિગ્દર્શન | આ શ્રી વિજયધર્મસૂરિજી | | ૦-૫-૦ |
| ૩૩*મેરી મેવાડયાત્રા | મુ શ્રી વિદ્યાવિજયજી | | ૦-૪-૦ |
| ૩૫*વક્તા બનો | ,, | | ૦-૧૭-૬ |
| ૩૭ *અહિંસા | , | | ૦-૨-૬ |
| ૪૧*સચ્ચો ગહણર (સિન્ધી) | પાર્વતી ગી એડવાની | | ભેટ |
| ૪ વીરવન્દન (કવિતા) | વીરભક્ત | | ૦-૨-૬ |
| ૪૩**અહિંસા (સિન્ધી) | પાર્વતી સી. એડવાની | | ભેટ |
| ૪૪*કુદરત મુક (સિન્ધી) | , | | |
| ૪૭ જૈનધર્મ (હિન્દી) | મુ શ્રી વિદ્યાવિજયજી | | ૦-૫-૦ |
| ૫૦ નવી જ્યોતિ (સિન્ધી) | પાર્વતી ગી એડવાની | | ભેટ |
| ૫૪ Religious Social Discourses | Muni Vidyavijayji | | 1-0-0 |
| ૫૮ Monk and Monarch | ,, | | 6-4-0 |

## અન્ય પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | પાઇઅસદ્દમહાણ્ણવ (પ્રાકૃત મહાકોષ) | પં. હરગોવિન્દદાસ ત્રિકમદાસ શેઠ | ૫૦-૦ ૦ |
| ૨ | ઉત્તરાધ્યયન સૂત્ર (કમલસંયમી ટીકા ભા. ૨) | સં. શ્રી. જયન્તવિજયજી | ૩-૮-૦ |
| ૩ | ,, ભા. ૩ | ,, | ૩-૮-૦ |
| ૪ | ,, ભા. ૪ | ,, | ૩-૮-૦ |
| ૫ | તત્ત્વાર્થાધિગમ સૂત્રાણિ ભાષ્યસહિતાનિ | ઉમાસ્વાતિ | ૮-૦-૦ |
| ૬ | સ્યાદ્વાદ રત્નાકર ભા. ૨ | વાદીદેવસૂરિ | ૬-૦-૦ |
| ૭ | ,, ભા. ૩ | ,, | ૬- -૦ |
| ૮ | ,, ભા. ૪ | ,, | ૬-૦-૦ |
| ૯ | જિનવાણી (ગુજરાતી) | રા. સુશીલ | ૧-૦-૦ |
| ૧૦ | ધર્મદેશના (ગુજરાતી) | આ. શ્રી. વિજયધર્મસૂરિ | ૧-૦-૦ |
| ૧૧ | તત્ત્વાર્થસૂત્ર અ. ૧ વિવેચનયુક્ત | પં. સુખલાલજી | ૧-૦-૦ |
| ૧૨ | An Interpretation of Jain Ethics | Dr. Krause | 0-4-0 |
| ૧૩ | The Kaleidoscope of Indian Wisdom | ,, | 0-4-0 |
| ૧૪ | The Heritage of Indian Wisdom | ,, | 0-4-0 |
| ૧૫ | સોનેરી સો સખૂનો | અદલ નસરવાનજી ખરાસ | ૦-૧૨-૦ |
| ૧૬ | પ્રભુના પથે | ,, | ૦-૧૨-૦ |
| ૧૭ | સંતસમાગમ | ,, | ૦-૧૨-૦ |
| ૧૮ | જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ | મો. દ. દેસાઈ | ૬-૦-૦ |
| ૧૯ | જૈન ગુર્જર કવિઓ ભા. ૧ | ,, | ૩-૮-૦ |
| ૨૦ | ,, ભા. ૨ | ,, | ૫-૦-૦ |

| | |
|---|---|
| ૨૧ ઉપમિત ભવપ્રપચ કથા પ્રસ્તાવ ૧ | ૮-૦-૦ |
| ૨૨ ,, ,, ૨ | ૩-૦-૦ |
| ૨૩ ,, ,, ૩ | ૩-૦-૦ |
| ૨૪ શિક્ષાશતક | ૦-૧-૦ |

નોટ —૧*આવી નિશાનીવાળા પુસ્તકો સ્ટોકમાં નથી ગ્રન્થમાલા બહારનાં પુસ્તકોની પણ બહુજ જૂજ નકલો છે

૨ 'વક્તા બનો' 'જૈન ધર્મ' ગુજરાતી-વિગેરે નહીં મળતાં પુસ્તકોની નવી આવૃત્તિઓ, ઉપરાન્ત 'વક્તા બનો' 'જૈન ધર્મ' એ પુસ્તકોનો અંગ્રેજી અનુવાદ, 'મારી સિંધયાત્રા', 'મારી કચ્છયાત્રા' એના હિંદી અનુવાદો પણ બહુ જલ્દી બહાર પડશે

## નિયમ

૧ ઓછામાં ઓછા વીસ રૂપિયાનાં પુસ્તકો એક સાથ ખરીદનારને ૧૨॥ ટકા કમીશન આપવામાં આવશે

૨ ૫૦ કે તેથી વધારેની કિમ્મતના પુસ્તકો ખરીદનારને ૨૫ ટકા કમીશન આપવામાં આવશે

૩ તે બુકસેલરો, કે જેઓ કાયમી પુસ્તકો મગાવતા રહેશે, તેઓને ૨૫ ટકા કમીશન આપવામાં આવશે

૪ રેલ્વેચાર્જ, પોસ્ટેજ પેકિંગ આદિ ખર્ચ ખરીદનારને માથે રહેશે

૫ ગ્રન્થમાલાના પુસ્તકો સિવાયનાં અન્ય પુસ્તકો ખરીદનારને કમીશન આપવામાં આવશે નહિ

પ્રાપ્તિસ્થાન—

મન્ત્રી શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રન્થમાલા
શિવપુરી (ગ્વાલીયર)